૩૦૧૮

# ભરતખંડના પ્રાચીન મુસલમાની રાજ્ય કર્તાઓનો ટુંક હેવાલ*

---

સુપીરીઅર. ચોથા ધોરણના વિદ્યાર્થીઓને સારૂ

બનાવનાર.

**બદ્રીનંદાસ શામળદાસ દેસાઈ**

આશીસ્ટંટ માસ્તર

છપાવી પ્રસિદ્ધ કરનાર.

**ગણપતરામ વજેરામ મેહેતા**

આશીસ્ટંટ માસ્તર

બરવાળા તાલુકે ધંધુકા

**અમદાવાદ**

" સત્ય પ્રકાશ " પ્રેસમાં છાપ્યો.

સંવત ૧૯૪૩ સને ૧૮૮૬

કિંમત ૩ આના.

૩૭૧૯

# હિંદુસ્તાનમાં મુસલમાની રાજ્ય થતા અગાઉ દેશની સ્થીતી.

પ્રાચીન સમયમાં હિંદુઓ ઘણા સુધરેલા હતા તેઓ કાયદાને અનુસરી વર્તતા હતા તેઓની રીત ભાત સારી, હતી એટલુંજ નહી પણ તેઓ પૈસે ટકે ભરપૂર હતા મૂલકનો બંદોબસ્ત રાખવા સારૂ રાજા તરફથી વહીવટ દારો ઠરાવેલા હતા તેમા મોટા વહીવટ દારોના તાબામાં હજાર હજાર ગામ હતા, તેથી ઊતરતાં તેમના હાથ નિચેના તાબામા સૌ સો ગામ, અને તેથી ઉતરતાના તાબામાં દસ દસ ગામ હતાં. તેઓ રાજાને સારૂ ખેડુતો પાસેથી વજે લેતા, વેપારીઓ પાસેથી માલ ઊપર જકાત લેતા, અને વશવાયા પાસ મહીનામાં એક દહાડો વેઠ કરાવતા. પ્રજાનો ઇનસાફ રાજા પોતે કરતા. ખુન કરનારને સુળીએ ચઢાવતા. ચોરનાં કાંડાં કાપતા અને હલકો ગુન્હો કરનારને દંડની શીક્ષા કરતા. ઘરડા માણુસ અને વીદ્વાનને માન આપતા, ને ધર્મની બાબતમાં બ્રાહ્મણના મતને અનુસરી ચાલતા હતા. મનુયે કાયદા બાંદયા હતા કાળીદાસ અને ભવભૂતી જેવા મહાન કવીઓએ સંસ્કૃત નાટકો બનાવ્યાં હતાં. તેઓ કદી અસત્ય બોલતા નહીં અરસ પરસ કજીયો કરી સરકારમા જતા નહીં અને પોતાનું બોલેલું વચન તેઓ પાળતા હતા. બારણે તાળુ વાસવાની કે લેખ પત્ર કરવાની જરૂર પડતી નહીં અને પારકો માલ છીનાવી લેવાની કોઇની દાનત નહોતી. લગ્નમાં વર વાળા કે કંન્યા વાળા એક બીજા પાસેથી પૈસાની આપલે કુ

રતા નહીં, તેમજ દેવું કરી જમણુ વારકે વરઘોડામાં પૈસો ઉડાવતા નહીં. સ્ત્રી કેળવણી ચાલુ હતી. અને સ્ત્રીઓને ફરવા હરવાની છુટ મળતી. બ્રાહ્મણ મતી બંધ વેપાર અને દેશ સુધારા ને અટકાવ કરનારો ધારો હાલની પેઠેજ હતો તથા વારશામાં સરખે ભાગે મીલકત વહેંચી લેવાનો ધારો પણ હાલનીજ પેઠે હતો એ અઘટીત હતું કેમકે એમ કરવાથી મીલકતના ઘણા હીસ્સા પડેછે તેથી તેમના વંશને આગળ જતાં ગરીબ અવસ્થાએ આવવું પડેછે તેઓ વાર તહેવારે સોના રૂપાનાં વાસણનો ઉપયોગ કરતા, મૂલ્યવાન સણગાર સજતા, અને રાજ્ય દરબારમાં હાથીઓને પણ સોનેરી સામાન સજાવતા હતા તેમની દોલતથી પશ્ચિમ બાજુના દેશના લોકો મોહ પામી ગયા હતા.

## હિંદુસ્તાનમાં મુસલમાની રાજ્ય સ્થાપન થયું તે પહેલાંનો ટુંક હેવાલ

સિકંદર-- હિંદુસ્તાનની દોલતની વાતો સાંભળી યુનાન દેશનો સિકંદર બાદશાહ ઈ૦ સ૦ પૂ૦ ૩૨૭ માં સિંધુનદીઓ ળાંગી હિંદુસ્તાન જીતી લેવાને આવ્યો. પૌરસ નામે રાજા તેની સામો થયો તેને હરાવી જય મેળવ્યો એટલામાં તેના રાજ્ય ઉપર કોઈએ હુમલો કર્યાની તેને ખબર મળવાથી તેને એકદંમ ત્યાં જવાની જરૂર પડી.

ચંદ્રગુપ્ત--મગધ અથવા બહારપ્રાંતમાં આ રાજા રાજ્ય કરતો હતો એના દિકરાના દિકરા અશોકે બૌધ ધર્મ પાળી તે ધર્મને ઘણો આશ્રય આપી ફેલાવો કીધો હતો.

વિક્રમ-- માળવા પ્રાંતમાં આ રાજા રાજ્ય કરતો

હતો તે ઘણો બળવાન હતો તેણે શક લોકોને જીત્યા તે વખતથી લોકો તેના માનની ખાતર તેજ વર્ષથી શક એટલે સંવત ગણવા લાગ્યા એટલુંજ નહીં પણ તેને અજીત એટલે કોઈનો ગાંજ્યો ન જાય એવું આબરૂ નું નામ આપ્યું. તે વખતથી તે ( વિક્રમાજીત ) વિક્રમાજીત કહેવાયો છે તેના વંશમાં પછીથી ભોજ રાજા થયો હતો જેણે વિદ્યાને ઊત્તેજન આપ્યું હતું ત્યાર પછી માળવાનું રાજ્ય મુસલમાન બાદશાહ અલ્તમસે ઈ૦ સ૦ ૧૨૩૧ માં જીતી લીધું હતું.

ચાવડા રાજા-- ખંભાત નગરની પાસે વલ્લભીપુર માં રજપુત રાજાઓએ કેટલોક વખત રાજ્ય કર્યા પછી પંચાસર માં જયશીખર નામના ચાવડા રજપૂતે રાજ્ય સ્થાપ્યું તેના કુંવર વનરાજે ઈ૦ સ૦ ૭૪૬ માંઅણહીલપુર પાટણ વસાવ્યું ચાવડા વંશનો છેલ્લો રાજા શામત સિંગજી થયો તેને પેટ કાંઈ સંતાન નહોતુ તેથી ચાવડા રાજની એના મરણ પછી સમાપ્તી થઈ. સામતસિંગજીની બેન શોળંકી વંશના રાજ વેરે પરણાવી હતી તેને મુળરાજ નામે કુંવર થયો હતો તે વારસ થઈ ગાદી ઉપર બેઠો,

## હિંદુસ્તાનમાં મુસલમાનોની સ્વારી. અને તેમના રાજ્યની સ્થાપના

હિંદુસ્તાનની પશ્ચીમ દિશાએથી અરબસ્તાનના મુસલમાનો એકદમ હિંદુસ્તાન ઊપર ચઢી આવ્યા અલોરના રજપૂત રાજા ઉપર હુમલો કર્યો એને સિંધ જીતી લીધું મૂસલમાન સરદાર મહમદ કાસમ હતો તેણે કરાંચી બંદર ઘેર્યું નેત્યાંના રજપૂત રાજાને મારી નાંખ્યો તેની રાણી નજ

ર ઠઠ્ઠે (બ્રાહ્મણાબાદ) જતી રહી ત્યાં જઇ તેણે બાહાદુરીથી લઢાઇ ચલાવી રજપૂતોએ પોતાનાં બઇરાં છોકરાંને ચિતા ખડકી બાળી મૂકયાં ને પછી મુસલમાનો ઉપર તૂટી પડયા તેમાં દરેકનો જીવ ગયો. મહમદ કાસમ ત્યાંથી મુલતાન ગયો ને સિંધ દેશ પૂરે પૂરો જીતી લીધો પણ તેટલામાં તેના ધણીની કાસેમ ઉપર ઈતરાજી થઇ તેનુ કારણ એહવું કે તેના રાજા દાહુની બે છોકરીઓને ખલીફ ને ત્યાં મોકલી હતી દમાસ્કસ આવ્યા પછી એક છોકરીએ કાસમના ઊપર આળ મૂકયું તેથી ખલીફે એવો હુકમ કર્યો કે તેનુ માથુ ચામડામા શીવીને મોકલી દેવું તે પ્રમાણે કોઇએ તેને મારી નાંખી તેનું માથુ ગંધાતા ચામડામાં શીવી તેના ધણીને મોકલ્યું આ પ્રમાણે કાશમનુ અકાળ મ્રત્યું થવાથી મુસલમાનનીસત્તા ઘટી અને સુમેરા જાતના રજપુતોએ તેમને કાઢી મુકી મુલક કબજે કર્યો ત્યાર પછી કેટલેક વખતે શામાની કુળના રાજા થયા શામાની વંશનો પાંચમો રાજા અબદુલ્લ મલેક હતો તેની પાસે અલપ્તગીન નામનો તુર્કી ગુલામ હતો તેને ખુરાસા ન પ્રાંતના સુબાની જગો મળી હતી ઇ૦ સ૦ ૯૬૧ માંઅબદુલ મલેકના મુવા પછી અલપ્તગીન ઉપર કાંઇક વહેમ અવ્યો તેથી તે થોડાં માણસ લેઈને નાઠો અને શુલેમાન પર્વતમાં ગીજની શાહેર છે ત્યા જઇ સ્વતંત્ર રાજ્ય સ્થાપ્યું ઈ૦ સ૦ ૯૬૨

## ગીજનો વંશ

ઈ૦ સ૦ ૯૬૨થી ઈ૦ સ૦ ૧૧૮૬ શુધી ૨૨૪ વર્ષ.

અલપ્તગીન ઈ૦ સ૦ ૯૬૨થી ઈ૦ સ૦ ૯૭૭. ૧૫ વર્ષ તે પોતાના રાજાના મુવા પછી કેટલુંક લસ્કર લેઇને

સેમાન પર્વતમાં ગીજની શહેર છે ત્યાં ગયો તે ઈ૦ સ૦ ૯૬૨માં સ્વતંત્ર રાજ્ય સ્થાપ્યું તેણે કોઇ શાહુકાર પાસેથી તેના શબકતગીન નામના કોઈ ગુલામને વેચાતો લીધો ને તેની હોશીઆરી જોઈને તેણે પોતાની દીકરી પરણાવી તેના મુવા પછી શબકતગીન ગાદી ઉપર બેઠો

## સબકતગીન

ઈ૦ સ૦ ૯૭૭થી તે ઈ૦ સ૦ ૯૯૭ સુધી ૨૦ વર્ષ તે ઘણો દયાળુ અને હુશિઆર રાજા હતો તેણે સિંધુ નદી ઉપર વસનારા લોકો સામે ઘણીક સ્વારીઓ કરી કંદહાર જીત્યા પછી પંજાબના રાજા જયપાળ ઉપર ચઢાઈ કરવાનું નક્કી કર્યું અને ઈ૦ સ૦ ૯૭૭ માં કેટલાક કિલ્લા લઈ લીધા આથી જયપાળને ગુસ્સો ચઢયો ને મોટું લશકર એકઠું કરી સિંધુ નદીની પશ્ચિમે લંબ ઘાટ આગળ સબક્તગીન સામે લડવા આવ્યો લઢાઇ થતાં પહેલાં વા વંટોળ થવાથી વહેમી હિંદુ લોકો એટલા ડરી ગયા કે આખરે જયપાળને સલ્લાહનું કહેણુ મોકલવાની જરૂર પડી અને ૫૦ હાથી તથા નાંણાની મોટી રકમ આપવાનું કબુલ કર્યું ત્યારે સબકતગીને તેને જવા દીધો પણ રાજધાનીમાં આવ્યા પછી તેણે એ શરત પાળી નહીં એથી સબકતગીન ગુસ્સે થયો ને લસ્કર લેઈ પાછો લંબઘાર આ ગળ આવ્યો જયપાળની કુમકે દીલ્લી, અજમેર, કલિંજર અને કનોજના રાજાઓ આવ્યા હતા લઢાઈમાં હિંદુઓની હાર થઈ અને તેમની છાવણીમાંથી તમામ પૈસો લુટી લઈને ઠેઠ સિંધુ નદી સુધીનો તમામ મૂલક જીતી લીધો તેણે પોતાના રાજ્યમાં વધારો કર્યો ત્યાર પછી તે મરણ પામ્યો

મરતાં મરતાં તેણે પોતાના છોકરા ઇસ્માએલને ગાદી આપી પણ મહમદ સામો થયો ગીજની આગળ લડાઇ થઇ તેમાં ઇસ્માએલ હાર્યો ને મહમદે બધું રાજ્ય કબજે કરી પોતે ગાદી ઉપર બેઠો

## મહમદ

ઈ૦ સ૦ ૯૯૭થી તે ઈ૦ સ૦ ૧૦૩૦ સુધી ૩૩ વર્ષ એ ઈ૦ સ૦ ૯૬૭માં જનમ્યો હતો અને પોતાની ત્રીસ વર્ષની ઉમ્મરે તેણે ગાદી મેળવી પોતાના બાપની સાથે લડાઈઓમાં જઈ તેણે ઘણોજ અનુભવ મેળવ્યો હતો મુસલમાની પંથ ફેલાવવાની તેને ઘણી ખંત હતી તે મજ પોતાનો દેશ ગરીબ સ્થિતીમાં હતો તેને સારી સ્થિતીમાં લાવવા તેણે મન પર લીધું હિંદુસ્તાનમાં પઈસો અને વસ્તી ઘણી હતી તેથી તે દેશ જીતવાનું તેને મન થયું તેણે હિંદુસ્તાન ઉપર ૧૭ સ્વારીઓ કરી તેમાં ૧૨ પ્રખ્યાત છે પહેલીસ્વારી ઇ સ૦ ૧૦૦૧માં જયપાળ ઉપર કરી પેશાવર આગળ લડાઇ થઇ તેમાં જયપાળ હાર્યો જયપાળે ખંડણી આપવી કબુલ કરી પણ મહમદે તેનુ અપમાન કર્યું તે તેનાથી શેહેવાયું નહી તેથી પોતાના દીકરા અનંગપાળને રાજ સોંપી પોતે ચિતા સળગાવી બળી મુઓ

બીજી સ્વારી ઇ૦ સ૦ ૧૦૦૪ માં બાટીઆના રાજા વિજય પાળ ઉપર કરી તેને હરાવ્યો

ત્રીજી સ્વારી ઈ૦ સ૦ ૧૦૦૫ માં મુલતાન ઉપર કરી પેશાવર આગળ ત્યાંના રાજા અનંગ પાળ ને હરાવ્યો

ચોથી સ્વારી ઈ૦ સ૦ ૧૦૦૮-૯ માં અનંગપાળ ઉપર કરી અનંગપાળે બધા રજપૂત રાજાઓને એકઠાં કર્યા હ

તા ને ગફકર લોકોને મદદે બોલાવ્યા હતા અટક આગળ લડાઈ થઇ તેમાં અનંગપાળ હાર્યો ત્યાંથી મહમદ નગર કોટ ગયો ત્યાંનું દેહરૂ લુટી અથાગ પૈસો લેઇ ગયો

પાંચમી સ્વારી-- ઇ૦ સ૦ ૧૦૧૦ માં મુલતાન ઉપર કરી મૂલતાન જીતી લીધું અને લાહોરના રાજા અનંગપાળ સાથે સલાહ કરી

છઠ્ઠી સ્વારી-- ઈ૦ સ૦ ૧૦૧૧ માં સ્થાનેશ્વર ઉપર કરી ત્યાનુ દેરૂ લુટી લીધું

સાતમી અને આઠમી સ્વારી-- ઇ૦સ૦ ૧૦૧૪ માં કાસ્મીર ઉપર તેણે કાસ્મીરમાં પેસવા યત્ન કર્યો તેમાં તેની હાર થઇ

નવમી સ્વારી ઇ૦ સ૦ ૧૦૧૭-૧૮ માં તેણે કનોજ ઉપર કરી કનોજનો રાજા તેને શરણે ગયો તેથી તેની સાથે દોસ્તી બાંધી ત્યાંથી તે મથુરાં ગયો ત્યાં તેણે લુટ ચલાવી દેવળો વટાળ્યાં ને મુર્તીઓ ખંડીત કરી.

દશમી સ્વારી --ઇ૦ સ૦ ૧૦૨૨ માં કલિંજરના રાજા ઉપર તેણે મહમદના દોસ્ત કનોજના રાજાને મારી નાંખ્યોં હતો તેથી તેના ઉપર સ્વારી કરી તેમાં હિંદુઓની હાર થઇ.

અગ્યારમી સ્વારી -- ઇ૦ સ૦ ૧૦૨૩ માં તેણે પંજાબ ઉપર કરી અને પંજાબમાં પોતાનો કાયમ અમલ બેસાડયો

બારમી સ્વારી— સોરઠી સોમનાથ ઉપર ઇ૦ સ૦ ૧૦૨૪ માં કરી તેણે સોમનાથનુ દેહરૂ લૂટયું મુર્તીના કડકા કરી તેમાંનું બધું સોનુ લેઈ ગયો દેશનો બચાવ કરવાને હિંદુસ્તાનના દરેક ભાગ માંથી રજપૂત રાજા એકઠા થયા હતા પણ તેમાં તેમની હાર થઈ હતી તે પૈસાનો બહુ લોભી

હતો તેણુ પૈસાની ખાતર ઘણા હિંદુઓને પોતાને દેશ લે
ઈ જઈ ગુલામ ગીરીમાં વેચ્યા તે ઘણો કંજુસ હતો તો
પ ગુહમેશાં વિદ્યાને ઊત્તેજન આપતો ગીઝનીમાં તેણે મો
ટી પાઠશાળા સ્થાપી હતી તથા ફેર દુશી કવીની પાસે ઇ
રાનની ઇતિહાસ રૂપ કવિતા રચાવી ને તેના ખર્ચને શારૂ
પુષ્કળ પૈસા વાપર્યા તેનો ન્યાય ડગે નહીં એવો હતો હિ
દુસ્તાન ઊપર સ્વારી કરી તે દેશનું રાજ્ય કરવું એવી તે
ની મતલબ નોહોતી પણ મુર્તીઓ તોડી લૂટમાં પૈસો એ
કઠો કરવો એ તેનો ખાશ વિચાર હતો તે કઠોર મનનો
હતો ને માણુસ જાતને દુખ દેવામાં તે ખોટુ ધારતો ન
હી તે ઇ૦ સ૦ ૧૦૩૦માં મરણ પામ્યો તેની પછી તેનો
કુંવર મહમદ ગાદીએ બેઠો.

### મહમદ

ઇ૦ સ૦ ૧૦૩૦થી તે ઇ૦ સ૦ ૧૦૩૦ શુધી ૫ માસ
સુલતાન મહમદને બે કુંવર હતા પહેલો મહમદ ને બી
જો મસાઉદ, ગાદી પર મહમદને બેસાડવાનું નક્કી કર્યું હ
તું પરંતુ એ બે ભાઈઓ વચ્ચે સંપ નહોતો સુલતાન મ
હમદ પોતાના દિકરા મહમદને પાસે રાખતો ને મસાઉદને
ઈસ્પહાન સોંપ્યું હતુ, મસાઉદીને પોતાના ભાઇને લખી જ
ણાવ્યું કે જો મને ઇરાનનો મુલક આપે તો હું તને ગા
દીએ બેસવા દઊ પણ મહમદ કબુલ નહીં કરતાં લશ્કર
લેઇ તેની સામો લઢવા ગયો પણ લસ્કરમાં તકટ થયું અ
ને તેના અધીકારીઓએ મહમદને કેદ કર્યો, તેહેરાન જઇ
મસાઉદને મળી ગયા મસાઉદે મહમદને ગાદીએથી ઉઠાડી

મૂકી આંધળો કર્યો નેપોતે ગીજનીનો રાજાથયો.

## મસાઉદ.

ઇ૦ સ૦ ૧૦૩૦થી તે ઈ૦ સ૦ ૧૦૪૦ સુધી ૧૦ વર્ષ- એ ગાદી પર બેઠો ત્યારપછી તરતજ શેલજ્યુક નામના તાતાર લોકે તેને પજાવવા માંડયો પણ તેમણે તેમની સાથે સલ્લાહ કરી ઇ૦ સ૦ ૧૦૩૬ માં તેણે હાંશીનો કીલ્લો લેઇ લીધો અને લાહોરમાં આવી પોતાના છોકરા મોદુદને ત્યાંનો સુબો બનાવ્યો ઇ૦ સ૦ ૧૦૪૦ માં શેલજ્યુક લોકોએ તેને મોટી હાર ખવરાવી એટલામાં તેના ભત્રીજા મહમદે તેને મારી નાંખ્યો તે મોટો લડવૈઓ હતો તેણે મોટી પાટશાળા સ્થાપી હતી અને વીદ્વાનને આશરો આપતો હતો તેની પછી તેનો દીકરો મોદુદ ગાદી ઊપર બેઠો.

## મોદુદ.

ઇ૦ સ૦ ૧૦૪૦ થી તે ઇ૦ સ૦ ૧૦૪૯ શુધી ૯ વર્ષ. મસાઉદે પોતાના દીકરા મોદુદને બલ્ખનો સુબો બનાવ્યો હતો તેના મૃત્યુ પછી મોદુદ ગીજની ગયો તેલોકો એ તેને રાજા ઠરાવ્યો દિલ્લીના હિંદુ રાજાએ પંજાબ પ્રાંત લેઇ લીધો હતો તેનો બંદોબસ્ત કરવાને સારૂ મોદુદ જતો હતો એટલામાં રસ્તામાં તે મરણ પામ્યો તેની પછી તેનો છોકરો મસાઉદ ગાદી ઉપર બેઠો પણ તે વખત તેની નાની ઉમર હોવાથી તેને તેના કાકા અબદુલહસને ગાદી ઉપરથી ઊઠાડી મુકયો ને પોતે ગાદી ઉપર બેઠો.

## અબુલહુસન.

ઈ૦ સ૦ ૧૦૪૯ થી તે ઈ૦ સ૦ ૧૦૫૧ સુધી ૨ વર્ષ તેને ગાદી ઉપર બેઠે બે વર્ષ થયાં એટલામાં એનો કાકો અબદુલ રસીદે તેને ગાદી ઉપરથી ઉઠાડી મુકીને પોતે ગાદી ઉપર બેઠો.

### અબદુલ રસીદ.

ઈ૦ સ૦ ૧૦૫૧ થી તે ઈ૦ સ૦ ૧૦૫૧ સુધી ૭ માસ એણે પંજાબ પ્રાંત જીતી લીધો પણ તોગ્રલ નામના એક સરદારે બળવો કરી તેને હરાવ્યો અને તેના વંશના કેટલાક માણસોને તેણે મારી નાખ્યા ને તે પણ ૪૦ દીવસ પછી મરાયો તેની પછી સબક્તગીનના વંશમાનો ફરોખઝાદ નામનો શાહાજાદો ગાદી ઉપર બેઠો.

### ફરોખઝાદ.

ઈ૦ સ૦ ૧૦૫૧ થી તે ઈ૦ સ૦ ૧૦૫૮ સુધી ૭ વર્ષ તેણે સેલજુક જાતના લોકો સાથે લઢાઇ કરી તેમને હરાવ્યા ને તે ઈ૦ સ૦ ૧૦૫૮ માં મરણ પામ્યો એના પછી એનો ભાઈ ઇબ્રાહીમ ગાદી ઉપર બેઠો.

### ઈબ્રાહીમ.

ઈ૦ સ૦ ૧૦૫૮ થી તે ઈ૦ સ૦ ૧૦૮૯ સુધી ૩૧ વર્ષ. તેણે શેલજુક લોકો સાથે લઢાઇ બંધ કરી સલ્લાહ કરી તે ભોળો હતો તેણે પોતાનો બધો વખત કુરાન અને બીજાં પુસ્તકોનો તરજુમો કરવામા ગાળ્યો તેને ૪૦ છોકરા અને ૩૬ છોકરીઓ હતી તેના મરણ પછી તેનો બીજો દીકરો મસાઉદ બીજો ગાદી ઉપર બેઠો.

## મસાઉદ બીજો.

ઈ૦ સ૦ ૧૦૮૯ થી તે ઈ૦ સ૦ ૧૧૧૪ સુધી ૨૫ વર્ષ તે સુરો અને ન્યાઈ હતો તેણે હિંદુસ્તાન ઉપર સ્વારી કરી નહીં તો પણ તેના સરદારો ગંગા નદી સુધી જઈ પહોચ્યા હતા આ રાજાના વખતમાં લાહોર ગીજનીના રાજ્યનું મૂખ્ય શહેર થયું તે ઈ૦ સ૦ ૧૧૧૪ માં મરણ પામ્યો તેની પછી તેનો કુંવર અર્સલાન ગાદી ઉપર બેઠો

## અર્સલાન

ઈ૦ સ૦ ૧૧૧૪ થી તે ઈ૦ સ૦ ૧૧૧૮ સુધી ૪ વર્ષ તેણે પોતાના ભાઈઓને કેદ કર્યા તે ઊપરથી શેલજ્યુક લોકના સુલતાન સંજરે પોતાના ભાણેજ બહેરામની મદદ આવી લડાઈ કરી. અર્સલાનને હરાવ્યો બેહેરામ અર્સલાનનો ભાઈ હતો તે કેદથી છૂટો હતો તેથી અર્સલાન પછી બેહેરામને ગાદીએ બેસાડયો

## બહેરામ.

ઈ૦ સ૦ ૧૧૧૮ થી તે ઈ૦ સ૦ ૧૧૫૨ સુધી ૩૪ વર્ષ હિંદુસ્તાનમાં બંડ સમાવ્યા પછી કેટલોક વખત તેણે સલાહ સંપથી રાજ્ય કર્યું પણ છેવટે તેણે પોતાના જમાઈ કુતબુદીન મહમદ ગોરીને કાંઈ વાંકસર મારી નાંખ્યો તેથી ગોરપ્રાંતનો સુબો તેનો ભાઈ સૈફુદીન તેનું વેર લેવા આવ્યો બેહેરામ ગીજનીમાંથી નાઠો ને સૈફુદીને ગીજની કબજે કર્યું બેહેરામે પાછા આવી તે લેઈ લીધું ને સૈફુદીનને મારી નાંખ્યો આ ખબર સાંભળતાં તેના ભાઈ અલ્લા-

ઉદ્દીને ગીજની ઉપર ચઢાઇ કરી ગીજની બાળી નાંખ્યું તે કારણથી અલ્લાઉદ્દીન જહાંસાહા કેહેવાયો બેહેરામ હિંદુસ્તાન તરફ નાઠો ને ઇ૦ સ૦ ૧૧૫૨ માં મરણ પામ્યો તેની પછી તેનો દિકરો ખુશરૂ ગાદી ઉપર બેઠો.

### ખુશરૂ.

ઇ૦ સ૦ ૧૧૫૨ થી તે ૧૧૫૯ સુધી ૭ વર્ષ.

તેણે રાજ કારભાર સારી રીતે ચલાવ્યો. ને ઈ૦ સ૦ ૧૧૫૯ માં તે મરણ પામ્યો તેની પછી તેનો દીકરો ખુશરૂ મલેક ગાદી ઉપર બેઠો.

### ખુસરૂ મલેક.

ઇ૦ સ૦ ૧૧૫૯ થી તે ઇ૦ સ૦ ૧૧૮૬ સુધી ૨૭ વર્ષ.

એ ગીજની વંશનો છેલ્લો બાદશાહ હતો તેનાં વખતમાં ગોરી બાદશાહ અલ્લાઉદ્દીને ત્રણવાર હુમલા કર્યા ને તેને તથા તેના કુટુંબને પકડીને કેદ કર્યા તે ઇ૦ સ૦ ૧૧૮૬ માં મરણ પામ્યો ને તેની સાથે તેના વંશની સમાપ્તી થઇ.

---

## ગોરીવંશ.

ઇ૦ સ૦ ૧૧૮૬ થી તે ઇ૦ સ૦ ૧૨૦૬ સુધી ૨૦ વર્ષ.

### અલ્લાઉદ્દીન.

ઇ૦ સ૦ ૧૧૮૬ થી તે ઇ૦ સ૦ ૧૧૯૦ સુધી ૪ વર્ષ.

ગીજની વંશના છેલ્લા રાજા ખુશરૂ મલેક પાસેથી તેણે રાજ્ય છીનવી લીધું હતું તે સ્વભાવે ક્રોધી અને ઘાતકી

હતો ગ્યાસુદ્દીનને શાહબુદ્દીન નામના પોતાના બે ભત્રીજાઓને કેદમાં નાંખ્યા તેની પછી તેનો દીકરો રેકુદ્દીન ગાદી ઉપર બેઠો.

## સૈફુદ્દીન.

ઈ० સ० ૧૧૯૦ થી તે ઈ० સ० ૧૧૯૧ સુધી ૧ વર્ષ

તે ઉદાર સ્વભાવનો હતો તેણે અલાઉદ્દીનના કેદમાં નાંખેલા પોતાના બે પીત્રાઇ ભાઈઓ ગ્યાસુદ્દીન અને શાહબુદ્દનને કેદમાંથી છુટા કર્યા તાતાર લોકો સાથે તેને લડાઈ ચાલી હતી તેમાં તે મરણ પામ્યો તેની પછી તેના પીત્રાઇ ભાઇ ગ્યાસુદ્દીન ગાદી ઉપર બેઠો.

## ગ્યાસુદ્દીન.

ઈ० સ० ૧૧૯૧ થી તે ઈ० સ० ૧૨૦૨ સુધી ૧૧ વર્ષ

ગ્યાસુદ્દાન અને શાહબુદ્દીન એ બે ભાઇ હતા તેમનામાં સંપ સારો હતો રાજ્ય કારભાર ગ્યાસુદ્દીન કરતો હતો અને લડાઇનું કામ શાહબુદ્દીન ચલાવતો હતો શાહબુદ્દીને ઈ० સ० ૧૧૭૮ માં ગુજરાત ઉપર ચડાઈ કરી તે વખત ગુજરાતમાં ભોળોભીમદેવ રાજ્ય કરતો હતો લડાઈ થઇ તેમાં શાહબુદ્દીન હાર્યો ને તેનાં ઘણાં માણસ માર્યાં ગયાં.

દિલ્લીના રાજા અનંગપાળને કુંવર નહોતો તેને બે કુંવરીઓ હતી તેમાં એક અજમેરના ચોહાણ રાજા સોમેશ્વરને ને બીજી કનોજના રાઠોડ રાજાને પરણાવી હતી. અનંગપાળે શોમેશ્વરના દિકરા પૃથુરાજને દત્તક લીધો તેથી કનોજના રાઠોડ રાજાને ખોટું લાગ્યું તેથી પૃથુરાજ અને તેના મસીયાઇ ભાઈ જયચંદ વચ્ચે વેર બંધાયાં.

પૃથુરાજનો વિવાહ આબુના રાજાની કુંવરી વેરે થયો હતો તે કંન્યાને પરણવાનો ગુજરાતના રાજા ભોળાભીમ દેવનો વિચાર હતો પણ શોમેશ્વરે તે કંન્યા આપી નહીં તેથી ભોળાભીમદેવે શોમેશ્વરને મારી નાંખેલો તેથી પૃથુરાજ અને ભોળાભીમદેવને લડાઇ ચાલતી હતી.

આવી રીતે માંહોમાંહે લડાઇઓ થવાથી રજપુતો નબળા પડી ગયા એવો લાગ જોઇ શાહબુદીન ચઢી આવ્યો પણ પૃથુરાજે તેને હરાવ્યો ને શાહબુદીન જખમી થયો ફરીને ઈ૰ સ૰ ૧૧૯૩ માં શાહબુદીને દિલ્લી ઉપર ચઢાઇ કરી થાનેશ્વર પાસે પાનીપતના મેદાનમાં પૃથુરાજને હરાવીને પકડયો ને મારી નાંખ્યો.

અજમેર જીતી ત્યાંના લોકોને કતલ કર્યા ને કનોજ ને કાશી જીતી લીધાં

એ રીતે હિંદુસ્તાનના દિલ્લીનાં તોમાર જાતના રજપૂત રાજાઓનું તથા અજમેરના ચોહાણ રાજાનું કનોજના રાઠોડ રાજાનું અને ગુજરાતના સોળંકી રાજાનું એ ચારે રાજ્યો એક પછી એક જીતી લીધાં ઈ૰ ઈ૰ ૧૨૦૨ ની સાલમાં ગ્યાસુદીન મરણ પામ્યો તેની પછી તેનો ભાઇ શાહબુદીન ગાદી ઉપર બેઠો.

## શાહબુદ્દીન.

ઈ૰ સ૰ ૧૨૦૨ થી તે ઈ૰ સ૰ ૧૨૦૬ શુધી ૪ વર્ષ.

તેણે ખારી જમનાં મહંમદશાહ ઉપર ચઢાઇ કરીને તેમાં પોતે હાર્યો પંજાબ અને મુલતાન જીતી ગક્કર લોકો પાસે પોતાનો મુસલમાની ધર્મ પળાવ્યો પણ ગક્કર લોકોએ બ

જાત્રા ઉઠાવી લાહોર જીતી લીધું ને પંજાબ લુટયું. તેમને શિક્ષા કરવા પોતે જતો હતો સિંધુ નદીના કિનારા ઉપર તેણે પોતાનો મુકામ રાખ્યો હતો એટલામાં ગક્કર જાતના પાહાડી લોકોએ તેને ઊંઘતો મારી નાંખ્યો ને તેનું મડદું ગીજમાં દાટયું ઈ૰ સ૦ ૧૨૦૬ તેની પછી તેનો ભત્રિજો મહમદ ગાદી ઊપર બેઠો

### મહુમદ૦

ઈ૦ સ૦ ૧૨૦૬ થી તે ઈ૰ સ૰ ૧૨૧૨ શુધી ૬ વર્ષ તે નીમક હલાલ ન્યાયી તથા ઊદાર હતો તેણે પોતાની સ્વારીઓમાં પુષ્કળ પૈસો એકઠો કર્યો તે તેના કાકાના જેવો બાહાદુર હતો પણ ગાદીએ બેસતાંજ તેના રાજ્યના વિભાગ પડી ગયા તેમાં દીલ્લીની ગાદી ઈ૦ સ૦ ૧૨૦૬ માં કુતબુદીનને મળી.

---

## ગુલામવંશ.

ઈ૰ સ૰ ૧૨૦૬ થી તે ઈ૰ સ૰ ૧૨૮૮ સુધી ૮૨ વર્ષ

### કુતબુદીન

ઈ૰ સ૦ ૧૨૦૬ થી તે ઈ૦ સ૰ ૧૨૧૦ સુધી ૪ વર્ષ તે નિશાપુરના કોઈ ગ્રહસ્થનો ગુલામ હતો તે ગ્રહસ્થે શાહાબુદીન ગોરીને પોતાના ગુલામ કુતબુદીનને અરપણ કર્યો શાહબુદીનને કાંઈ પણ સંતાન નહોતુ ને તેના ભત્રીજા મહમદનામાં રાજય ચલાવવાની શક્તી નહોતી તેથી તેની પછી કુતબુદીન ગાદી ઉપર બેઠો તે જાતનો તુર્કી ગુલામ હતો તે ઉપરથી એની ઓલાદના રાજાઓનુ ગુ

લામ રાજા એવુ નામ પડયુ તે નીતીવાન અને સદગુણી રા
જા હતો તેણે પોતાની હુશીયારી અને ડહાપણથી શાહાબુ
દીનને ખુશ કર્યો તેથી તે રાજાએ તેને હિંદુસ્તાનનો સુબો
કર્યો તેણે તે કારભાર ૨૦ વર્ષ સુધી કર્યો અને શાહાબુદી
નના મુવા પછી તે દીલ્લીનો સ્વતંત્ર રાજા થયો તેણે એ
ક મીનારો ચણાવવા માંડયો તેને કુતુબમિનારો કહેછે તે
તેના વખતમાં પુરો થયો નહીં ચાર વર્ષ રાજય કરી તે
ઈ૦ સ૦ ૧૨૧૦માં મરણ પામ્યો તેની પછી તેનો દીકરો
આરામ ગાદી ઉપર બેઠો.

## આરામ.

ઈ૦ સ૦ ૧૨૧૦ થી તે ઈ૦ સ૦ ૧૨૧૧ સુધી ૧ વર્ષ.
કુતબુદીન પછી તેનો દીકરો આરામ ગાદી ઉપર બેઠો એ
નામાં રાજ્ય ચલાવવાની શક્તિ નાહોતી તેથી એનો બનેવી
અલ્તમશ એને ગાદી ઉપરથી ઉઠાડી મુકી પોતે ગાદી ઉ
પર બેઠો.

## અલ્તમશ.

ઈ૦ સ૦ ૧૨૧૧ થી તે ઈ૦ સ૦ ૧૨૩૬ શુધી ૨૫ વર્ષ
આરામ પછી તેનો બનેવી અલ્તમસ ગાદી ઉપર બેઠો એ
પ્રથમ કુતબુદીનનો ગુલામ હતો પણ પાછળથી તેનો જમા
ઈ થયો હતો ઈ૦ સ૦ ૧૨૩૧ માં તેણે માળવા જીત્યુ અ
ને ઊજ્જનનું માહાકાલેશ્વરનું દેહેરૂં ખોદી નાંખ્યું કુતબદીનના
વખતનો ચણાવેલો કુતુબમીનારો તેણે પુરો કીધો ઈ૦ સ૦
૧૨૩૬ માં તે મરણ પામ્યો તેની પછી તેનો દીકરો રૂકનુ
દીન ગાદીપર બેઠો,

## રૂકનુદીન.

ઈ૦ સ૦ ૧૨૩૬ થી તે ઈ૦ સ૦ ૧૨૩૬ સુધી ૭ માસ.
અલ્તમસ પછી તેનો દિકરો રૂકનુદીન ગાદી પર બેઠો તેનામાં રાજ્ય ચલાવવાની શક્તી નહોતી, અને બધો વખત મોજ સોખમાં ભોગવતો હતો તેથી તેની પાશેથી તેની બેન રઝીઆબેગમે રાજપાઠ ખુંચી લીધું અને પોતે ગાદીપર બેઠી ઈ૦ સ૦ ૧૨૩૬.

## રઝીયાબેગમ.

ઈ૦ સ૦ ૧૨૩૬ થી તે ઈ૦ સ૦ ૧૨૩૯ સુધી. ૩ વર્ષ.
રૂકનુદીન પછી તેની બેન રઝીઆ બેગમ ગાદીપર બેઠી તે ભણેલી અને રાજ કાજ કરવામાં હુંશીઆર હતી તેણે કોઈ ઘોડેસ્વારની સાથે દોસ્તી બાંધી તેને મોટી જગ્યા આપી તે વાત તેના અમીરોને ગમી નહીં તેથી તેને બંધીખાને નાંખીને તેની ચોકીને માટે અલતુનીયા નામે અમીરને ત્યાં રાખ્યો પણ તેજ અમીરની સાથે તે લગ્ન કરી નાશી ગઈ પણ છેવટે પકડાયાં ને બંને જણ માર્યાં ગયાં તેની પછી તેનો ભાઇ મોઝુદીન ગાદીપર બેઠો ઈ૦ સ૦ ૧૨૩૯.

## મોઝુદીન.

ઈ૦ સ૦ ૧૨૩૯ થી ઈ૦ સ૦ ૧૨૪૧ સુધી ૨ વર્ષ.
રઝીઆ બેગમ પછી તેનો ભાઇ મોઝુદીન ગાદી પર બેઠો એણે બે વર્ષ રાજ્ય કર્યું એટલામાં એના લશ્કરે એને કેદ કરી મારી નાંખ્યો તેની પછી તેનો ભત્રીજો અલ્લાઉદીન મસાઉદ ગાદીપર બેઠો.

## અલાઉદીન મસાઉદ.

ઈ૦ સ૦ ૧૨૪૧ થી તે ઈ૦ સ૦ ૧૨૪૬ સુધી ૫ વર્ષ. ફીરોજુદીન પછી તેનો ભત્રીજો ને રૂકનુદીનનો કુંવર અલ્લાઉદીન મસાઉદ ગાદી પર બેઠો એણે પાંચ વર્ષ રાજ્ય કર્યું પછી એને પણ એના લશ્કરે મારી નાંખ્યો ત્યાર પછી નાસરૂદીન ગાદીપર બેઠો.

## નાસરૂદીન.

ઈ૦ સ૦ ૧૨૪૬ થી તે ઈ૦ સ૦ ૧૨૬૬ સુધી ૨૦ વર્ષ. અલ્લાઉદીન મસાઉદની પછી અલતમસના દીકરાનો દિકરો નાશરૂદીન ગાદી પર બેઠો એ વિદ્વાન પણ કંજુશ હતો તેની ચાલ ફકીરી હતી પોતે પુસ્તકો ઊતારીને તેની જે ઉપજ આવે તેમાંથી પોતાનું ગુજરાન ચલાવતો અને પોતાનીજ સ્ત્રી પાસે રંધાવીને જમતો હતો અને પોતે રાજ કાજમાં મન ઘાલતો નહીં રાજ્યનું સઘળું કામ પોતાના વજીર ગ્યાસુદીનને સોંપ્યું હતું તે વીસ વર્ષ રાજ્ય કરી ઈ૦ સ૦ ૧૨૬૬ માં મરણ પામ્યો તેની પછી તેનો વજીર ગ્યાસુદીન બુલબુન ગાદીપર બેઠો.

## ગ્યાસુદીનબુલબુન.

ઈ૦ સ૦ ૧૨૬૬ થી તે ઈ૦ સ૦ ૧૨૮૬ સુધી ૨૦ વર્ષ. નાશરૂદીન પછી તેનો વજીર ગ્યાસુદીન બુલબુન ગાદી પર બેઠો એણે ઈરાનના મોગલ બાદશાહની ફોજને બે વાર હરાવીને જીતેલો મુલક પાછો લેઈ લીધો હતો મેવાત ... ઓની સામે થયા માટે એણે ત્યાંના એક લાખ

માણસને ગરદન માર્યાં બંગાળાનો સુબો તોઘલ તેની સામો થયો તેને મારી નાંખ્યો ને પોતાના દીકરા બકારાખાંને બંગાળાનો સુબો બનાવ્યો પણ બકારાખાં સાથે એને અણબનાવ હતો તેથી તે ઇ૦ સ૦ ૧૨૮૬ માં મરણ પામ્યો ત્યારે તેની ગાદી બકારાખાંના દિકરા કૈકુબાદને આપી.

## કૈકુબાદ.

ઇ૦ સ૦ ૧૨૮૬ થી તે ઇ૦ સ૦ ૧૨૮૮ શુધી ૨ વર્ષ.

ગ્યાસુદીન પુછી તેના દિકરા બકારાખાનો દિકરો કૈકુબાદ ગાદી પર બેઠો તે વખતે તેની ઉમર નાની હતી તેથી રાજ્ય કારભાર તેનો વજીર નિજામુદ્દીન કરતો હતો તે વખતે જેટલા મુગલો દિલ્લીમાં આવ્યા હતા તેમને મારી નંખાવ્યા તેથી બકારાખાં બંગાળેથી તેને શીખામણ દેવાસારૂ આવ્યો પણ તેના વજીર આગળ તેનું કાંઇ ચાલે તેમ નથી એમ ધારી પાછો બંગાળે ગયો ત્યાર પછી કૈકુબાદે નિજામુદ્દીનને ઝેર દેવડાવી મારી નંખાવ્યો તેના મુવા પછી કૈકુબાદના ઘણા શત્રુ ઉભા થયા તેનામાં રાજ્ય ચલાવવાના હોશ નથી એમ ધારી ખીલજી જાતના લોક તેના રાજ્ય પર ચઢી આવ્યા પછી કૈકુબાદ જોડે લડાઇ કરી તેને માર્યો ને પોતાના સરદાર જલ્લાલુદ્દીનને ગાદીપર બેસાડયો: એ રીતે ગુલામ વંશની સમાપ્તી થઈ.

---

## ખીલજીવંશ.

ઇ૦ સ૦ ૧૨૮૮ થી તે ઇ૦ સ૦ ૧૩૨૧ શુધી ૩૩ વર્ષ.

### જલાલુદ્દીન.

ઈ૦ સ૦ ૧૨૮૮ થી તે ઈ૦ સ૦ ૧૨૯૫ શુધી ૭ વર્ષ.
જલ્લાલુદીન ગાદી પર બેઠો ત્યારે એની ઉમ્મર ૭૦ વર્ષની હતી તે દયાળુ હતો તો પણ એમ કહેવાય છે કે તેણે કૈકુબાદના બે દિકરાનો જીવ લેવરાવ્યો હતો વળી તેણે પારશમણી સારૂ સિદીમૌલા નામના ફકીરને માર્યો હતો તે વિદ્યાપર પ્રીતી રાખતો ગુન્હો કરનારને શિક્ષા કરતો નહી તેથી એના રાજ્યમાં ઘણાંજ બંડ થવા લાગ્યાં ગ્યાસુદીનના ભત્રીજા મલેક જયાજયુએ તેના સામો બલવો ઉઠાવ્યો તેને જલ્લાલુદીનના દીકરાએ તેને હરાવીને પકડયો પણ બાદશાહે તેને મારી નાંખવાની રજા આપી નહીં ને ઈ૦ સ૦ ૧૨૯૨ માં મુગલ લોકો તેના રાજય પર ચઢી આવ્યા તેમને હરાવ્યા તેના ભત્રીજા અલ્લાઉદીનને તેણે કેરા ગામનો સુબો બનાવ્યો હતો અલ્લાઉદ્દીન દક્ષિણ જીતી પાછો આવતો હતો ત્યારે જલ્લાલુદીન તેને મળવા ગયો તે વખતે તેણે જલાલુદ્દીનને મારી નાંખ્યો ને પોતે ગાદી પર બેઠો.

## અલ્લાઉદીન

ઈ૦ સ૦ ૧૨૯૫ થી તે ઈ૦ સ૦ ૧૩૧૬ શુધી ૨૧ વર્ષ.
જલ્લાલુદીન પછી તેનો ભત્રીજો અલ્લાઉદ્દીન ગાદી પર બેઠો તે ધર્મોધ! અભીમાની ને લડવૈઓ અને ખુની હતો તેથી હાલપણ અલ્લાઉદીઓ ખુની એ નામથી ઓળખાય છે.

૧ તેણે જલ્લાલુદીનના દિકરાને મારી નાંખ્યા ને તેની રાણીઓને કેદી કરી.

૨ એનો ભત્રીજો સુલેમાન એને મારીને પોતે ગાદી પતી

થવાની ઈચ્છા રાખતો તેને મારી નાંખ્યો.

૩ એના પર મુગલોએ સાત વાર હુમલા કર્યા પેહેલા બે પંજાબ ઉપર ઈ૦ સ ૧૨૯૭-૯૮ માં કર્યા તેમાં અલ્લાઉદ્દીન હાર્યા પણ ત્રીજો હુમલો ઈ૦ સ૦ ૧૨૯૮ માં કર્યો તે વખતે તેના સરદાર જાફરખાંએ મુગલ સરદાર કુતલુધખાંને હરાવીને નસાડયો જાફરખાંની બાહાદુરી જોઇ અલ્લાઉદ્દીનને અદેખાઇ આવી તેથી તેને થોડાં માણસ આપી મુગલ સામો લઢવા મોકલ્યો મુગલોએ તેને મારી નાંખ્યો.

૪ અલ્લાઉદ્દીને ગુજરાત જીતવાનો મનસુબો કરી પોતાના ભાઈ અલીફખાંને તથા પોતાના વજીર નસરતખાંને લશ્કર આપી મોકલ્યા તે વખત ગુજરાતમાં વાઘેલા વંશનો છેલ્લો રાજા કરણ રાજ્ય કરતો હતો તે નાશી ગયો પછી તેની રાણીઓને પકડીને લેઈ ગયો મૂખ્ય રાણી કમળા દેવીને અલ્લાઉદ્દીન પરણ્યો.

૫ ઈ૦ સ૦ ૧૨૯૭માં ખંભાત જીતી લીધું અને મલેક કાફુર નામના માણસને પકડી ગુલામ કર્યો.

૬ કરણરાજાની રાણી કમળાદેવીને દિવાળી દેવી નામની કુંવરી હતી તે કરણરાજા સાથે હતી તેનું લગ્ન દેવગીરીના રાજા રામદેવના કુંવર સાથે થયું હતું અલીફખાંએ તે કુંવરીને કરણ પાસે માગી પણ તેણે નહીં આપતાં દેવગીરી મોકલી દીધી રસ્તામાં તેને પકડી પાડીને તે કુંવરીને લેઈ જઇ અલ્લાઉદ્દીનના પાટવી કુંવર વેરે તેને પરણાવી.

૭- દેવગીરીનો રાજા રામદેવ કબુલ કર્યા પ્રમાણે ચઢે ચઢી ખંડણી આપતો નહીં તેથી તેના મુલક ઉપર ચડાઇ કરવા

મલેક કાફુરને મોકલ્યો પણ દેવગીરીનો રાજા નહીં લડતાં બાદશાહ પાસે ગયો ને તાબેદારી કબુલ કરી બાદશાહે તેને માન આપ્યું

૮. કાફુરે વરંગુળ ને કર્ણાટક તાબે કર્યું

૯ દેવગીરીના રાજા રામદેવના કુંવરને મારી નાંખી માહારાષ્ટ ને કર્ણાટક જીતી લીધાં એટલામાં અલીફખાને ગુજરાતનાલોકે મારી નાંખ્યો ને ચીતોરના રજપૂતોએ તથા રામદેવના જમાઇ હરપાળે ઘણે ઠેકાણેથી મુસલમાનોને કાઢી મુક્યા કાફુરે અલ્લાઉદ્દીનને જુઠું સમજાવીને તેની બેગમ તથા તેના બે કુંવરોને બંધીખાને નંખાવ્યા તે સપરમે દહાડે કોઇને ભેગા થવા દેતો નહીં કોઇ અમીરને પરણવા દેતો નહીં તેમજ કોઇની પાસે પૈસા એકઠા થવા દેતો નહીં તેથી લોકોની તેના પર અપ્રિતી થઇ કાફુર ઉપર અલ્લાઉદ્દીન સંપૂર્ણ વિશ્વાસ રાખતો હતો તેજ કાફુરે તેને ઝેર દેઇને ઇ૦ સ૦ ૧૩૧૬ માં મારી નાંખ્યો ને પછી પોતે ગાદી પર બેઠો

## કાફુર.

ઇ૦ સ૦ ૧૩૧૬ થી તે ઇ૦ સ૦ ૧૩૧૭ સુધી ૧ વર્ષ

અલ્લાઉદ્દીનને મારીને પોતે ગાદી પર બેઠો બેસતાંજ અલ્લાઉદ્દીનના બે મોટા દિકરાની આંખો ફોડી નાંખી અને ત્રીજો કુંવર મુબારક હતો તેને મારી નાંખવાને મારા મોકલ્યા પણ મુબારકે તેમને સમજાવવાથી તેઓએ ઉલટો કાફુરને મારી નાંખ્યો ને પછી મુબારક ગાદી પર બેઠો.

## મુબારક.

ઈ૦ સ૦ ૧૩૧૭ થી તે ઈ૦ સ૦ ૧૩૨૧ સુધી ૪ વર્ષ.

અલ્લાઉદ્દીનનો દિકરો મુબારક કાફુરની પછી ગાદી પર બેઠો તેણે ગાદીએ બેસતાંજ પોતાના નાના ભાઇની આંખો ફોડી નાંખી તેના બાપે જુલમ કરીને લોકો પાસેથી જે જમીન લેઇ લીધી હતી તે તેણે તેના માલીકોને પાછી સોંપી એણે ગુજરાત જીત્યું ને દક્ષિણના રાજા હરપાળને હરાવ્યો પણ પછીથી તે નઠારા મોજ શોખમાં પડયો તેથી તેના રાજ્યમાં ઘણા બળવા થવા લાગ્યા તેણે રાજ્યનો બધો કારભાર ખુશરૂખાં કરીને એક ઢેડ હતો તેને સોંપ્યો હતો તે ખુશરૂએ તેને મારી નાંખ્યાને પોતે ગાદી પર બેઠો.

## ખુશરૂ.

ઈ૦ સ૦ ૧૩૨૧ થી તે ઈ૦ સ૦ ૧૩૨૧ સુધી ૫ માસ.

મુબારકને મારીને ખુશરૂ ગાદી પર બેઠો તેણે ગાદીએ બેસતાંજ કેટલાક અમીરોને મારી નાંખ્યા ને કેટલાક નાશી ગયા તેમની જગાઓ પોતાની જાતનાઓને આપી નાશી ગયેલા અમીરોને પોતાની પાસે બોલાવવાનો તેણે વિચાર કર્યો પણ ગાજીખાં તઘલખ કરીને પંજાબનો સુબો હતો તેણે એનું કહ્યું નહીં માનતાં એની સાથે લડાઇ કરી તેમાં ખુસરૂખાં હાર્યો ને માર્યો ગયો ત્યારપછી ઘાજીખાં ઉરફે ગ્યાસુદ્દીન ગાદી પર બેઠો ને ખીલજી વંશનોઅંત આવ્યો

## ગ્યાસુદીન.

ઈ૦ સ૦ ૧૩૨૧ થી તે ઈ૦ સ૦ ૧૩૨૫ સુધી ૪ વર્ષ

ગાજીખાં ગ્યાસુદ્દીન નામ ધારણ કરી ગાદી પર બેઠો એ બાદશાહ ડાહ્યો અને નિતી વાન હતો તેણે પોતાના રાજ્યમાં-

થી ગડબડ મટાડી તેથી મુગલ લોકો કોઇ વખત એના રાજ્ય ઉપર હુમલો કરવા પામ્યાજ નહીં તેનો દીકરો મહમદ તઘલખ વરંગુળ થી પાછો આવતો હતો તે વખતે બાદશાહ ઇ૦ સ૦ ૧૩૨૪માં બંગાળાપ્રાંતનો બંદોબસ્ત કરવાને જતો હતો રસ્તામાં બાપ દિકરો એકઠાં થયા ને જે દેરામાં ઉતર્યા તે દેરો ભાંગી પડયો ગ્યાસુદ્દીન તથા તેની સાથેનો તેનો બીજો દિકરો બંને જણ ચગદાઇને મરણ પામ્યા એણે દિલ્લી પાસે એક કિલ્લો બંધાવ્યો હતો તેને તઘલખાબાદ કહેછે તેની પછી તેનો દીકરો મહમદ તઘલખ ગાદી પર બેઠો.

## મહમદ તઘલખ

ઇ૦ સ૦ ૧૩૨૫ થી તે ઇ૦ સ૦ ૧૩૫૧ સુધી ૨૬ વર્ષ ગ્યાસુદ્દીન પછી તેનો દિકરો મહમદ ગાદપરબેઠો એ નિર્દય તથા બેવકુફ હતો.

૧ તેણે મુર્ખાઇથી પર મુલક પર ચઢાઇ કરવાના મનસુબા કર્યા ઇરાન જીતવાનો વિચાર પાર પડયો નહીં ને ચીન જીતવા મોકલેલી ફોજ રસ્તામાંજ મરી ગઇ

૨ એણે રૂપાને બદલે તાંબા નાણું ચલાવ્યું તેથી તેની રૈયતની ખરાબી થઇ કેમકે માલ બદલ રૂપા નાણું આપવું પડતું ને ત્રાંબા નાણું મળતું

૩ દિલ્લીથી ગાદી ફેરવી લોકોને બે વાર દોલતાબાદ વસવાનું કહ્યું તેથી રસ્તામાં ઘણાંજ માણસ મરી ગયાં.

૪ પોતાનો એક દાંત પડી ગયો હતો. તેના પર ડાકમાકથી સુંદર કબર ચણાવી.

૫ તેણે ખેડુતો પર કરનાંખ્યા.
૬ મોટા પરગણા ઉપર ઘેરો ઘાલવા સીપાઇઓને મોકલી ત્રાસ વરતાવ્યો.
૭ કનોજના લોકોને પૈસાની લાલચથી મારી નાંખ્યા.
૮ માળવામાં તેનો ભત્રીજો ત્યાંનો સુબો હતો તેની તેણે જીવતાં ચામડી ઉતરાવી નાંખી.
૯ મલેક બહેરામે પંજાબમાં બલવો ઉઠાવ્યો તેને પકડીને મારી નાંખ્યો.
૧૦ તેના રાજ્યમાં ઘણા બલવા ઉઠયા એક જગ્યાએ બલવો શમાવવા જાય કે બીજી જગ્યોએ બલવો ઉઠે જ્યારે આવી રીતે થવા લાગ્યું ત્યારે તેણે પ્રથમ ગુજરાતમાં બંદોબસ્ત કરવાનો નિશ્ચય કર્યો ગુજરાતના બલવાખોર રાજાઓ સિંધમાં ઠઠ્ઠા ગામમાં ભરાયા હતા તેમને જીતવાને ઠઠ્ઠે જતો હતો તેવામાં રસ્તામાં મરણ પામ્યો તેણે દવાખાનાંને ધર્મશાળાઓ સ્થાપી હતી અને વિદ્વાનને આશરો આપતો હતો તેની પછી તેનો ભત્રીજો ફીરોજાુદ્દીન ગાદી પર બેઠો.

## ફીરોજાુદ્દીન.

ઇ૦ સ૦ ૧૩૫૧ થી તે ઇ૦ સ૦ ૧૩૮૮ સુધી ૩૭ વર્ષ. આ બાદશાહ તેના અગાઉ જેટલા મુસલમાન બાદશાહો થયા તેના કરતાં શ્રેષ્ટ હતો ને અદલઇનસાફી ને દયાવંત હતો તેણે લોકોના સુખને સારૂ ૩૦ પાઠશાળાઓ ૧૦૦ ધર્મશાળાઓ ૧૦૦ દવાખાનાં ને ૨૦૦ હમામખાનાં એટલે નાહાવાની જગાઓ બંધાવી હતી.

૨ નાક કાન કાપવાનો જંગલી રીવાજ કાઢી નાંખ્યો.

૩ લોકોને માથેથી કર ઉતાર્યાં.

૪ સરકારમાં વેરો ભરવાને મુકરર આંકડો ઠેરાવ્યો હતો.

૫ જમના નદીના મૂળ પાસે કરનાલ તથા હાંશીની પેલી તરફથી એક નેહેર ખોદાવી તેમાં જમના નદી વાળી લીધી તે નહેરને હાલ અંગરેજ સરકારે સુધારી ખેતીના કામમાં આવે એવી કરી છે તે ૩૭ વર્ષ રાજ્ય કરી ૯૦ વર્ષની ઉમ્મરે મરણ પામ્યો તેની પછી તેનો ભાઇ નાસરૂદીન ગાદી પર બેઠો

## નાસરૂદીન.

ઈ૰ સ૰ ૧૩૮૮ થી તે ઈ૰ સ૰ ૧૩૮૮ સુધી ૯ માસ આ બાદશાહ નબળો હતો તેનામાં રાજ્ય ચલાવવાનો દમ ન હોવાથી તેના પીત્રાઇ ભાઇઓએ તેને ગાદી પરથી ઉઠાડી મૂકયો તેની પછી ફિરોઝુદીનના છોકરાનો છોકરો ગ્યાસુદીન ગાદી પર બેઠો

## ગ્યાસુદીન.

ઈ૰ સ૰ ૧૩૮૮ થી તે ઈ૰ સ૰ ૧૩૮૯ સુધી ૧ વર્ષ નાશરૂદીનની પછી ફીરોઝુદીનના છોકરાનો છોકરો ગ્યાસુદીન ગાદી પર બેઠો તેના બે પીત્રાઇભાઇઓની મદદથી તેને ગાદી મળી હતી આખરે તે પિત્રાઇ ભાઇઓની સાથે તેને અણબનાવ થયો તેથી તેના પીત્રાઇ ભાઈઓએ તેને ગાદી પરથી ઊઠાડી મુકયો ને મારી નંખાવ્યો તેની પછી ફીરોઝુદીનનો અબુબક્કર નામે બીજો પૌત્ર હતો તેને ગાદી ઉપર બેસાડયો.

## અબુબક્‌ર.

ઈ૦ સ૦ ૧૩૮૯ થીતે ઈ૦ સ૦ ૧૩૯૦ શુધી ૧ વર્ષ ગ્યાસુદ્દીન ફીરોજુદીનના છોકરાનો છોકરો અબુબક્કર ગાદી એ બેઠો એટલામાં તેના કાકા નાસરૂદીને આવી તેને ગાદી પરથી ઊઠાડી મુકયો ને પોતે ગાદી પર બેઠો.

## નાસરૂદીન.

ઈ૦ સ૦ ૧૩૯૦ થી તે ઈ૦ સ૦ ૧૩૯૪ શુધી ૪ વર્ષ અબુબક્કર પછી તેનો કાકો નાશરૂદીન ગાદી ઉપર બેઠો તે બેવકુફ હતો તેથી તેની રૈયત તેને બહી નહી તે ચાર વર્ષ રાજય કરી ઈ૦ સ૦ ૧૩૯૪ માં મરણ પામ્યો તેની પછી તેનો દીકરો મહમદ ગાદી પર બેઠો.

## મહમદ.

ઈ૦ સ૦ ૧૩૯૪ થી તે ઈ૦ સ૦ ૧૪૧૨ સુધી ૧૮ વર્ષ નાશરૂદીન પછી તેનો દીકરો મહમદ ગાદી પર બેઠો તે બાળક હતો તેથી તેનો સરદાર મુજફ્ફરખાં એનાથી સ્વતંત્ર થઈ ગુજરાતમા રાજય કરવા લાગ્યો માળવા અને ખાનપુરમાં બંડ ઊઠયાં અને તેના વજીરે જુવાન પુરમાં રાજય સ્થાપ્યુ.

ઈ૦ સ૦ ૧૩૯૮ માં તૈમુર લિંગ નામનો એક મોગલ સરદાર તાતાર દેશથી એક જબરી ફોજ લેઈને હિંદુસ્તાન ઊપર ચઢી આવ્યો મહમદ ગુજરાતમાં નાઠો તૈમુરલીંગ દિલ્લી ગયો રસ્તામાંના ઘણા સેહેરો બાળી નાંખ્યા ને દિ

હ્રાં શેહેર છતીને ઊજડ કર્યું તેણે દિલ્હીના લોકોને નુકશાન નહીં કરવા બદલ અભય વચન આપ્યું હતુ પણ તેની ફો જે તેનુ કહ્યું નહીં માનતાલુંટ ચલાવી ઘણા માણસોને મારી નાંખ્યા તથા કેટલાક ઘરો પણ બાળીં મુકયા પદર વર્ષની ઉમ્મર વાળા કેદીઓને મારી નાંખ્યા એવો અનર્થ કરી ઘણું દ્રવ્ય લેઇ તાતાર દેશ પાછો ગયો ત્યાર પછી મહમદ ગુજરાતમાં પાછો આવ્યો પછી ઈ૦ સ૦ ૧૪૧૨ સુધી તેણે રાજ્ય કર્યું એની પછી દોલતખાન નામના માણસે રાજ્ય કર્યું એટલામાં તેને પંજાબના સુબા ખીજરખાંને ગાદી ઉપ રથી ઉઠાડી મૂકયો એ રીતે તગલખ વંશનોઅંત આવ્યો.

---

## સઈયદવંસ.

ઈ૦ સ૦ ૧૪૧૪ થી ઈ૦ સ૦ ૧૪૫૦ સુધી ૩૬ વર્ષ.

### ખીજરખાન.

ઈ૦ સ૦ ૧૪૧૪ થી તે ઈ૦ સ૦ ૧૪૨૧ સુધી ૭ વર્ષ એ પંજાબમાં રાજ્ય કરતો હતો ને તે તૈમુરલિંગનો પ્રતિનીધી હતો ને રાજ્ય કારભાર પણ તેનાજ નામથી કરતો હતો દિલ્લી સિવાય કોઈ બીજો પ્રાંત તેના કબજામાં નહોનો થોડા વખતમાં પંજાબ પ્રાંત પોતાના હાથમાં હતો તે પણ તેણે ખોયો તેની પછી મુબારક ગાદી ઉપર બેઠો.

### મુબારક.

ઈ૦ સ૦ ૧૪૨૧ થી તે ઈ૦ સ૦ ૧૪૩૫ સુધી ૨૪ વર્ષ તેણે રોહીલ ખંડ ઉપર સ્વારી કરી હતી પંજાબના ગકકર લોકોએ તેને બહુ પજવ્યો હતો તેના એક હિંદુ વજીરે

તેને ઈ૦ સ૦ ૧૪૩૫માં મારી નાંખ્યો તેની પછી ખીજરખાનનો. પૌત્ર. સૈયદ મહમદ ગાદી પર બેઠો

### સૈયદમહુમદ.

ઈ૦ સ૦ ૧૪૩૫ થી તે સ૦ ઈ૦ ૧૪૪૫ સુધી ૧૦ વર્ષ એ ખીજરખાનનો પૌત્ર હતો તેણે પોતાનો ખજાનો ખાલી કરવા માંડયો જુવાનપુરને માળવાના સરદારોએ તેના પ્રાંત જીતી લીધા ઉમરાવોએ સામા થઇ તેના વજીરને મારી નાખ્યા પછીથી તેણે સારી રીતે રાજ્ય ચલાવ્યું પણ થોડા વખતમાં તે એશ આરામમાં પડી ગયો તેની પછી અલ્લાઉદ્દીન ગાદી પર બેઠો.

### અલ્લાઉદ્દીન.

ઈ૦. સ૦ ૧૪૪૫ થી તે ઈ૦ સ૦ ૧૪૫૦ સુધી ૫ વર્ષ આ રાજાના વખતમાં રાજ્યની હદ છેક દિલ્લી લગભગ આવી રહી હતી તેણે બહીલોલખાં લોદીને રાજપાટ સોંપી દીધું ને પોતે ત્યાંથી ૭૦ ગાઉ ઉપર બુદાયુન નામે ગામમાં રાજ્ય ગાદી કરી ત્યાં રહ્યા તે રીતે સૈયદ વંશનો છેડો આવ્યો.

---

## લોદીવંશ

ઈ૦ શ૦ ૧૪૫૦ થીતે ઈ૦ સ૦ ૧૫૨૬ સુધી ૭૬ વર્ષ

### બહીલોલખાંન.

ઈ૦ સ૦ ૧૪૫૦ થી તે ઈ૦ સ૦ ૧૪૮૮ સુધી ૩૮ વર્ષ તે ઘણો ડાહ્યો રાજા હતો એણે જુવાન પુરના રાજા સાથે ૨૬ વર્ષ લડાઇ કરી જુવાનપુર દિલ્લી સાથે ભેળવી દીધું

એના વખતમાં રાજ્યની હદ પૂર્વમાં કાશી દક્ષિણમાં બુ- દેલખંડ અને ઉત્તરમાં હિમાલય સુધી હતી તે ઈ૦ સ૦ ૧૪૮૮ માં મરણ પામ્યો એને પાંચ દિકરા હતા તે લઢી મરશે એવી ધાસ્તીથી ઉમરાઓએ તેના છોકરાના છોકરા- ને ગાદીએ બેસાડવા માંડયો પણ રાણીએ તેના કુંવર સિ- કંદરને ગાદીએ બેસાડયો ઈ૦ સ૦ ૧૪૮૮

## સીકંદર.

ઈ૦ સ૦ ૧૪૮૮ થી તે ઈ૦ સ૦ ૧૫૧૭ સુધી ૨૯ વર્ષ તે ડાહ્યો તથા અદલ ઇનસાફી હતો અને તે વિદ્વાનોને આ શરો આપતો ઈ૦ સ૦ ૧૪૯૧માં તેણે બહાર પ્રાંત જીતી લીધો ઈ૦ સ૦ ૧૫૦૩માં પોતાની રાજધાની આગ્રામાં કરી હિંદુ ધર્મનો તેને તિરસ્કાર હતો તેથી તેમનાં દેહેરાં તોડી મસીદો બંધાવી હતી તે આગ્રામાં ઈ૦ સ૦ ૧૫૧૬ માં મરણ પામ્યો તેની પછી તેનો દિકરો ઇબ્રાહીમ ગાદી પર બેઠો.

## ઈબ્રાહીમ.

ઈ૦ સ૦ ૧૫૧૭ થી તે ઈ૦ સ૦ ૧૫૨૬ સુધી ૯ વર્ષ. તે અહંકારી તથા જંગલી હતો તેણે પોતાના સઘળા ભાઇઓ ને કેદ કર્યા હતા પછી એક ભાઇ તેની સામો થયો તેને તેણે મારી નાખ્યો તેના રાજ્યમાં ઘણા બંડ થવા લા ગ્યાં પંજાબનો સુબો દોલતખાં પણ ફરી ગયો તેણે કાબુ લથી તૈમુરના વંશના છઠા પુરૂષ બાબરને બોલાવ્યો તે ણે પાનીપત આગળ ઈ૦ સ૦ ૧૫૨૬ માં તેની સાથે લ

ડાઈ કરી ઈબ્રાહીમને માર્યો ને પોતે ગાદીએ બેઠો એ રી તે લોદી વંશની સમાપ્તી થઈ,

---

## મોગલવંશ

ઈ૦ સ૦ ૧૫૨૬ થી તે ઈ૦ સ૦ ૧૮૧૭ સુધી ૩૩૧ વર્ષ

### બાબર.

ઈ૦ સ૦ ૧૫૨૬ થી તે ઈ૦ સ૦ ૧૫૩૦ સુધી ૪ વર્ષ. તૈમુરના વંશનો છઠો પુરૂષ બાબર ઈ૦ સ૦ ૧૪૮૨માં જનમ્યો હતે. તે ઘણો બાહાદુર, ચાલાક, મલતાવડો અને સ્વભાવે આનંદી તથા ઠંડો હતો પોતાની રાજધાની કાબુલમાં વખતે વખત બંડ થવા લાગ્યાં તેથી કંટાળીને તેણે હિંદુસ્તાન જીતવાનોવીચાર કર્યો તેટલામા પંજાબના સુબા દોલતખાંએ બોલાવવાથી તેણે આવીને દિલ્લીપતી ઈબ્રાહીમને પાનીપત આગળ ઈ૦ સ૦ ૧૫૨૬ મા હરાવી ને તેને માર્યો ને પોતે ગાદીપર બેઠો મેવાડ અજમેર માળવાના કેટલાક ભાગમાં શંગ નામે રજપુત રાજા રાજ્ય કરતો હતો તે બાબર સાથે લડવાને તૈયાર થયો મેવાતનો રાજા હશનખાં સંગને મળી ગયો ઈ૦ સ૦ ૧૫૨૭ માં તેમને શીકરી આગળ હરાવ્યા હસનખાંન માર્યો ગયો ને શી ગયો આ લડાઈમાં બાબરને બહુ કષ્ટ વેઠવુ પડયુ હતુ એ વખતે તેણે દારૂ પીવાની બાધા લીધી ચંદેરીના રાજા મેદની રાયને ઈ૦ સ૦ ૧૫૨૮ માં હરાવીને ચંદેરી લેઈ લીધું,

અયોધ્યા અને બાહાર પ્રાંત તેણે જીતી લીધાં એક વખત તેનો કુંવર હુમાયુ માંદો પડયો ત્યારે પોતાનું બાકી રેહેલુ આયુષ.પોતાના કુંવરને આપવુ એવો વિચાર કરી તેના ખાટલાની પાછળ ત્રણ પ્રદક્ષિણા કરીને પ્રમેશ્વરની પ્રાર્થના કરી ઇશ્વરી બનાવથી તેનો કુંવર હુમાયુ સાજો થયો અને વહેમને લીધે તથા ઘરડપણને લીધે તે માંદો પડયો ચાર વર્ષ દિલીની ગાદીએ રાજ કરી પોતાની રાજધાની આગ્રામાં મરણ પામ્યો તેને ફુલનો ઘણોજ શોખ હતો તેથી તેને કાબુલમાં નદી કિનારે ફુલવાડીમાં દાટયો તેને મુસાફરીનો ઘણો શોખ હતો તેની પછી તેનો કુંવર હુમાયું ગાદીપતી થયો.

## હુમાયુ.

ઈ૦ સ૦ ૧૫૩૦ થી તે ઈ૦ સ૦ ૧૫૫૬ સુધી ૨૬ વર્ષ.

બાબરને ચાર છોકરા હતા ૧ હુમાયુ, ૨ કામરાન ૩ હીદાલ ૪ મીરજા અસ્કરી તેમાં બાબર પછી હુમાયુ ગાદીએ બેઠો ગુજરાતના બાદશાહ બાહાદુર શાહાને ઇ૦ સ૦ ૧૫૩૫ માં તેણે મંદેસર આગળ હરાવ્યો પણ તેણે ચાપાનેરનો ડુંગરી કીલ્લો જીતી લીધો એવામાં તેના મુલક પર શુરકુળના અફગાન સરદાર શેરખાં એ ચુનાર ગઢમાં રહેતો હતો એણે બલવો ઉઠાવીને બંગાળાને બાહાર પ્રાંત જીતી લીધાં હુમાયુએ જઇ તેનુ ચુનારગઢ લેઈ લીધું પછી હુમાયુ અને સીરખાં વચ્ચે ઈ૦ સ૦ ૧૫૩૯ માં બકસર આગળ અને- ઈ૦ સ૦ ૧૫૪૦ માં કનોજ આગળ લઢાઈ થઈ બંને લઢાઇમાં હુમાયુની હાર થઇ તેથી તે રાજ્ય છો

ડી હિંદમાં નાઠો પ્રથમ લાહોર ગયો તેત્યાંથી ઉમર કોટ માં આવ્યો અહીં તેની રાણી હમીદાએ ઇ૰ સ૰ ૧૫૪૨ માં અકબર નામના પુત્રનો જન્મ આપ્યો તેને કાબુલમાં પોતાના ભાઈ કામરાન પાસે મુકીને તે ઇરાન ગયો ત્યાં ના બાદશાહ તમરપે તેનીપાશે સુન્ની પંથ છોડાવી પોતાનો શીયા પંથ પળાવ્યો અને ચૌદ હજાર સ્વારની મદદ આપી ગયેલું રાજ્ય જીતવા મોકલ્યો વજીર બહેરામખાં તેને આવી મળ્યો ઇ૰ સ૰ ૧૫૪૭માં કાબુલ અને ગીજની-માં પોતાના ભાઇઓ રાજ્ય કરતા હતા તેમને જીતી લી-ધા તેનો ભાઇ કામરાન તેની સામો થયો હતો તેને પક-ડીને આંધળો કર્યો પછીથી ઇ૰ સ૰ ૧૫૫૫માં તે દિલ્હીનો બાદશાહ થયો અને ઇ૰ સ૰ ૧૫૫૬માં પોતાના રંગ મહેલના ઝરૂખામાંથી ઉત્તરતાં આરસ પાહાણની સીડિ-પરથી તેનો પગ લપસી ગયો તેથી હેઠે પડીને મરણ પામ્યો.

## શેરખાં ( શીરશાહ )

ઇ૰ સ૰ ૧૫૪૦ થી તે ઇ૰ સ૰ ૧૫૪૫ શુધી ૫ વર્ષ.

હુમાયુ કનોજની લડાઇમાં ઇ૰ સ૰ ૧૫૪૦ માંહાર્યો ત્યારથી શીરશાહ દિલ્લીનો બાદશાહ થયો એ ઘણો શાણો અને પ રાક્રમી હતો માળવામાં રાયશેનના કિલ્લાના લોકોને અભય વચન આપી તેમને તેણે મારી નાંખ્યા મારવાડના રાજા માલદેવ ઉપર હુમલો કરી તેની ફોજને પોતાની તરફેણમાં લાવવા વિચાર કર્યો પણ અંતે તેમાં તેને પાછું હઠવું પડયું પછી મેવાડના રાજા ઉપર હુમલો કરી કલિં

જરને પેરો ઘાલ્યો એટલામાં દારૂખાનું સળગવાથી તેનું શરીર દાઝયું ને તે મરણ પામ્યો બંગાળેથી સિંધુ નદી સુધી રસ્તો બંધાવી ત્યાં ઠેકાણે ઠેકાણે ધર્મશાળાઓ તથા કુવાઓ કરાવી રસ્તા ઉપર છાયાને સારૂ ઝાડો રોપાવ્યાં તેની પછી તેનો દિકરો સિલીમશાહ ગાદીએ બેઠો.

## સિલીમશાહ.

ઈ સ૦ ૧૫૪૫ થી તે ઈ૦ સ૦ ૧૫૫૩ સુધી ૮ વર્ષ

ઈ૦ સ૦ ૧૫૪૫માં શીરશાહ પછી તેનો દિકરો સિલીમશાહ ગાદીએ બેઠો તેણે રાજ્યની આબાદી જાળવી દિલ્લીમાં એક મહેલ બંધાવ્યો તેને સિલીમગઢ કહેછે તેની પછી તેના દિકરાને મારીને તેનો ભાઇ મહમદ આદીલી ગાદીએ બેઠો

## આદિલશાહ

ઈ૦ સ૦ ૧૫૫૩ થી તે ઈ૦ સ૦ ૧૫૫૬ સુધી ૩ વર્ષ

તે બેવકુફ અને ઘાતકી હતો નિંચ કુળના માણસો ઉપર મહેરબાની રાખી તેમને બક્ષીશો આપી પોતાનો ખજાનો ખાલી કર્યો ખજાનો ખાલી થતાં અમીરોની જાગીરો જપ્ત કરવા લાગ્યો તેથી એક અમીરે ચુનારગઢ લેઈ લીધું બીજે દિલ્લી તથા આગ્રા લીધાં અને ત્રીજે પંજાબ પ્રાંત દબાવી પડયો બંગાળા અને માળવામાં તોફાન ઉઠયું એટલામાં હુમાયુએ આવી ઈ૦ સ૦ ૧૫૫૫માં દિલ્લી જીતી લીધી અને પોતે ગાદી ઉપર બેઠો ને ગાદી પર બેઠા પછી થોડા વખતમાં તે મરણ પામ્યો તેની પછી તેનો કુંવર અકબર ગાદી ઉપર બેઠો.

## અકબર.

ઈ૦ સ૦ ૧૫૫૬ થી તે ઈ૦ સ૦ ૧૬૦૫ સુધી ૪૯ વર્ષ.
હુમાયુ પછી તેનો કુંવર અકબર ગાદીએ બેઠો તે ઈ૦ સ૦ ૧૫૪૨ માં જન્મ્યો હતો બેહેરામખાં નામે તેનો એક સરદાર હતો તેણે સુલતાન આદિલીના વઝીર હેમુને પાનીપતના મેદાનમાં ઈ૦ સ૦ ૧૫૫૬માં હરાવ્યો બેહેરામખાં નિરદય અને અહંકારી હતો તેણે બાદશાહનું જે અમીરો ઉપર હેત હતું તે અમીરોને મારી નાંખ્યા એથી અકબરને ખોટું લાગ્યું ને દિલ્લી જઈ પોતાના નામની દુવાઈ ફેરવી બેહેરામ મક્કે જવા સારૂ નિકળ્યો તેને તેના કોઈ પઠાણ દુસ્મને મારી નાંખ્યો ઈ૦ સ૦ ૧૫૬૦

## અકબરના વખતમાં નીચેની બાબતો જાણવાજોગ છે.

૧ તેણે હિંદુઓની પ્રીતી મેળવી.
૨ હિંદુ મુસલમાનને એક સરખા ગણ્યા.
૩ જયપુરના રાજાની દિકરીને પોતે પરણ્યો ને જોધપુરના રાજાની કુંવરી વેરે પોતાના પુત્રને પરણાવ્યો
૪ જયપુરના રાજાના કુંવરને પંજાબનો સુબો બનાવ્યો ને માનશીહને મોટી જગા આપી
૫ ટોડરમલ્લ કરીને એક હિંદુ હતો તેને વસુલાત ખાતામાં રાખ્યો
૬ ફોજમાં ઘણુંખરા હિંદુઓ રાખ્યા.
૭ હિંદુઓ ઉપરનો જજીયા વેરો માફ કર્યો.
૮ હિંદુ ધર્મને ઉત્તેજન આપ્યું

**સ્વતંત્ર મુસલમાની રાજ્ય જીતી લીધાં**

ને સ્વતંત્ર થઇ ગએલા મુસલમાની સુબાઓને વશ કર્યાં.
૧ ઇ૦ સ૦ ૧૫૭૨ માં માળવા જીત્યો.
૨ ઇ૦ સ૦ ૧૫૭૩ માં ગુજરાતના રાજા ત્રીજા મુજફરશા હનું ચલણુ નહીં હોવાથી તેના સરદારોએ ગરબડ મચાવી હતી મુજફરના વજીર એદમાનખાંના કહેવાથી અકબરે ત્યાં જઇ બંદોબસ્ત કર્યો ને ગરબડ કરનાર સુલતાન મીરજાને મારી નાંખી ગુજરાત જીતી લીધુ
૩ ઇ૦ સ૦ ૧૫૭૬માં બંગાળાના સરદાર દાઉદને અકબરના વજીર ટોડરમલે હરાવ્યો છેવટે ઇ૦ સ૦ ૧૫૮૨માં તે જીતી લીધું
૪ ઇ૦ ૧૫૮૨ માં માનસિંહનામના વજીરે ઓઢીયા પ્રાંત જીત્યો.
૫ ઇ૦ સ૦ ૧૫૯૨માં સિંધ અને કાસ્મીર જીતી લીધાં
૬ ઇ૦ સ૦ ૧૫૯૪ માં કંદહાર જીતી લીધું.

## (૩) તેણે યુસફજી લોકોને વશ કરયા.

પંજાબની વાવ્ય કોણુ ના અફગાન લોકો ને જીતવા સારુ તેણે ઇ૦ સ૦ ૧૫૮૬ માં પોતાના દુદભાઇ જેનખાંને અને તેની સાથે બીરબલ ને મોકલ્યો જેનખાં તથા બીરબલને કુસંપ હતો બીરબલને અફગાન લોકોએ ઘેરી લઇ મારી નાંખ્યો ને જેનખાં નાશી ગયો પછી અકબરે ટોડરમલને માનસિંહ નામના સરદારને મોકલ્યા તેમણે અફગાન લોકોને વશ કર્યાં રોશનીઆ પંથનો આગેવાન જલાલને ઇ૦ સ૦ ૧૬૦૦માં માર્યોપણુ તે લોકો પુરે પુરા તાબે થયાનહી પછીથી તેણે સિંધદેશ જીતી લીધો ને ઇ૦ સ૦ ૧૫૯૩માં કંદહાર જીત્યું.

## ( ૪ ) તેણે દક્ષીણપર ચ્હડાઇ કરી.

દક્ષિણમાં અહમદનગરની ગાદી માટે ચાર જણ દાવો કરતા હતા તેમાંના એક જણે અકબરની મદદ માગી સામા પક્ષવાળા તરફથી ચાંદબીબી લડવા તૈયાર થઇ ચાંદબીબી ઘણીજ બાહાદુરીથી લઢી પણ તેટલામાં તેના કે ઇ દુશ્મને તેને મારી નાંખી ઇ૦ સ૦ ૧૫૯૯ માં અહમદનગર તાબે કર્યું.

ખાનદેશના રાજાએ અકબરને મદદ કરી હતી પણ થોડા દિવસમાં તેની સાથે અણબનાવ થવાથી તેનું રાજ્ય જીતી લેઈ પોતાના દીકરા દાનીયાલને ત્યાંનો સુબો બનાવ્યો.

## ( ૫ ) હિંદમાં જમાબંધીની રીત બાંધી.

૧ બધી જમીન એક સરખા માપથી મપાવવી.

૨ દર વિઘે કેટલો પાક થાયછે તે નક્કી કરી ઊપજનો ત્રીજો ભાગ સરકારમાં ભરવો એમ નક્કી ઠરાવ્યું.

૩ ખેડુતની મરજી રૂપીઆ નહીં આપતાં દાણા આપવાની હોયતો તે મુજબ પણ લેવા ઠરાવ કર્યો.

૪ આ રીતો તેના વજીર ટોડરમલે બાંધી હતી.

## (૬) અકબરના પ્રધાન.

૧ ટોડરમલ એણે જમાબંધીની રીત બાંધી.

૨ અબુલફજલ એણે આઇને અકબરી ( અકબરના કાયદાનું પુસ્તક ) નામનું પુસ્તક બનાવ્યું એ વકીલાત ખાતાનો ઊપરી હતો.

૩ ફૈજી એણે માહાભારત રામાયણ વગેરેનો તરજુમા

ફારશીમાં કર્યો.

૪ માનસિંહ એણે પંજાબને ઓઢીયા જીતી લીધાં હતાં.

૫ ભગવાન સિંહ એ પંજાબનો સુબેદાર હતો.

૬ બીરબલ એ યુસફજી લોકોને વશ કરવા ગયો હતો ત્યે મરણ પામ્યો તે મોટો કવી હતો.

૭ જેનખાં યુશફજી લોકોને વશ કરવા ગયો હતો.

## (૭) અકબરના સુધારા.

૧ તેણે રાજયનો બંદોબસ્ત સારો રાખ્યો પોતાની રૈયતને સુખી કરી.

૨ બાળલગ્ન બંધ કરી પુનરલગ્નની છુટ આપી.

૩ સતી થવાનો ચાલ બંધ કર્યો.

૪ રૈયતને હરકોઇ ધર્મ પાળવાની છુટ આપી.

૫ હિંદુઓને ઊંચા દરજાની જગો આપી.

૬ વિદ્વાનોને આશરો આપતો.

૭ જમાબંધીની રીત બાંધી ખેડુતને સુખી કર્યા.

૮ જજીયા વેરો માફ કર્યો ને જાત્રાળુ પાસેથી લેવાતો કર માફ કર્યો.

## (૮) અકબરનું મરણ

તે બધીવાતે સુખી હતો પણ તેના પુત્ર દુખદાયક હતા તેને ત્રણ કુંવર હતા ૧ સિલીમ, ૨ મુરાદ ૩ દાનીયાલ તેમાં મુરાદ નાની ઊમરમાં મરણ પામ્યો દાનીઆલ પણ દારૂ પીવાના વ્યસનથી મરણ પામ્યો હતો સિલીમ દારૂડીઓ હતો તેથી અકબરને ઘણીજ ફીકર રાખ

વી પડતી તે ઈ૦ સ૦ ૧૬૦૫ માં મરણ પામ્યો ને તેને આગ્રામાં દાટયો તેની ઉપજ દરવરસે તીશ કરોડરૂપી આની હતી તેનાં પછી તેનો કુંવર સિલીમ ગાદીપર બેઠો.

## સીલીમ ( જહાંગીર )

ઈ૦ સ૦ ૧૬૦૫ થી તે ઈ૦ સ૦ ૧૬૨૭ શુધી ૨૨ વર્ષ સીલીમ જહાંગીર એટલે દુનીયા જીતનાર નામ ધારણ કરી રાજ્યાસને બેઠો આરંભમાં તેણે સારી રીતે રાજ્ય ચ લાવ્યું તેના કુંવર ખુશરૂએ બંડ ઉઠાવ્યું તેને પકડી જાં હાંગીરે કેદ કર્યો પોતે દારૂડીઓ હતો પણ બીજાને દારૂ પીવાની તેણે મના કરી તેણે નુરજહાં નામે એક ઈરાની ઓરત સાથે લગ્ન કર્યું.

નુરજહાં-- એનો બાપ ઈરાનથી આવ્યો હતો તેણે કંદ હારમાં અંનપાણીની અડચણ પડવાથી નુરજહંને મારી નાંખવા માંડી એટલામાં એક વેપારી તેને તથા તેની મા ને દિલ્હી લેઇ ગયો, નુરજહાં મોટી થતી ગઈ તેમ તેમ તેનું સ્વરૂપ ખીલતું ગયું તે અકબરના જનાન ખાનામાં જતી આવતી થઈ જહાંગીરની નજરે પડતાંજ જહાંગીરને તેની સાથે લગ્ન કરવાનો વિચાર થયો આ વાત આકબરે જાણી એટલે તેણે શીરઅફ્ગાન નામના એક ઈરાની સાથે નુ રજહાંને પરણાવી અકબરના મરણ પછી તે અફ્ગાનને મારી નાંખી જહાંગીર પરણ્યો તેના બાપને તથા તેના ભાઇને મોટી સરદારીઓ આપી મલીકંબરે અહમદનગર જીતી લીધું તેથી તેણે પોતાના દિકરા શાહજહાંને લશ્કર આપી ઈ૦ સ૦ ૧૬૧૬ માં દક્ષિણ જીતવા મોકલ્યો.મલિ

કુંમર અહમદનગર છોડી તાબે થયો એમસીકંબરે દક્ષિણમાં જમાબંધીની રીત બાંધી હતી નુરજહાંએ પોતાની દીકરી જાંહાગીરના સૌથી નાના કુંવર શહરીઆરને વેરે પરણાવી હતી નુરજહાંની મરજી શહરીઆરને ગાદી આપવાની હોવાથી વડા શાહાજાદા શાહજહાંએ બંડ કર્યું તેને હરાવી શલાહ કરી જહાંગીરના દરબારમાં મોહબતખાં સરદારની પદવી સઘળા કરતાં મોટી હતી તેથી નુંરજહાંના મનમાં એમ આવ્યુ કે મોહબતખાં કોઇ વખત રાજ્યનો માલીક થઇ પડશે એમ ધારી તેણે તેના ઉપર ખોટાં તોહોમત મુકયાં બાદશાહે તેને પોતાની હજુરમાં બોલાવ્યો આવતાંજ તેણે જહાંગીરને કેદ કર્યો નુરજહાં પણ તેની સાથે કેદમાં રહી આખરે બંને જણ કપટ કરીને કેદમાંથી છુંટયાં મહોબતખાંએ અને શાહજાંહે દક્ષિણમા જઇ બંડ કર્યું પણ એટલામાં જહાંગીર કાશ્મીરમાં ઇ૦ સ૦ ૧૬૨૭ માં મરણ પામ્યો તેના વખતમાં ઇગ્લાંડમાંથી ઇ૦ સ૦ ૧૬૧૪-૧૫ અંગ્રેજી વકીલ સરટામસરો નામે આવ્યો હતો તે વખત દરબારનો ઠાઠ સારો હતો બાદશાહ રત્ન જડીત આશન પર બેસતો ઈનસાફ આપવામાં તે ઘણો હુશીઆર હતો સરટામ સરોને શુરતમાં વખાર કરવાની રજા આપી હતી તેના વખતમાં તમાકુ ખાવાનો ચાલ પડયો હતો તે અટકાવવાને તેણે કોશીશ કરી હતી બટાટાને મકાઇ તેના વખતમાં હિંદુસ્તાનમાં દાખલ થયાં એના રાજ્યની પેદાશ પચાસ કરોડ રૂપીઆની હતી તેની પછી તેનો કુંવર શાહજહાં ઇ૦ સ૦ ૧૬૨૭ માં ગાદીએ બેઠો.

# શાહજહાં

ઇ० સ० ૧૬૨૭ થી ઇ० સ० ૧૬૫૮ સુધી ૩૧ વર્ષ. તે અસોફખાંને મોહબતખાંની મદદથી ગાદીએ બેઠો એણે ગાદી પર બેઠા પછી પોતાના કુંવરો સિવાય બાબરના વંશના તમામ શાહાજાદાઓને મારી નાંખ્યા માળવાના સુબા ખાંજહાં લોદીએ બંડ કર્યું તેને હરાવ્યો તથા તેની મદદે વીજાપુર અને ગોવળકુંડાના રાજાઓ હોવાથી તેને ખંડી આ કર્યા અને અહમદનગર ખાલશા કર્યું ઇ० સ० ૧૬૩૭

અલીમર્દન કરીને એક માણસ સીલ્પ વીદ્યામાં ઘણો કાબેલ હતો તેના પર શાહાજહાંએ મહેરબાની કરીને તેને સરદારી આપી અને કંદહાર તથા બલ્ખ જીતવાને પોતાના કુંવરો સાથે મોકલ્યો પણ તેમાં છેવટે તે નાકબૂળ થયો.

શાહાજહાંને ચાર કુંવર હતા તેઓનાનાંમ ૧ દારા ૨ સુજા ૩ મુરાદ ૪ ઔરંગજેબ તે દરેક જુદા જુદા સ્વભાવના હતા ઇ० સ० ૧૬૫૭ માં શાહજહાં માંદો પડયો ત્યારે દારા તેની પાશે હતો શુજા બંગાળાનો, મુરાદ ગુજરાતનો, ઔરંગજેબ દક્ષિણનો સુબેદાર, એસૌ પોત પોતાના મનસુબામાં હતા રાજ્ય લેવા શુજા બંગાળેથી ચઢી આવ્યો તેને દારાએ હરાવ્યો પણ મુરાદે અને ઔરંગજેબે એકઠા મળી દારાના સરદાર જશવતસિંહને ઊજ્જન આગળ હરાવ્યો આગ્રા આગળ દારા સાથે યુધ કર્યું તેમાં દારા હાર્યો પછી ઔરંગજેબે મુરાદ તથા દારાને કેદમાં નાંખી ઇ० સ० ૧૬૫૮ માં દીલ્લી આવી બાદશાહ પદ ધારણ કર્યું તેણે પોતાના બાપ શાહાજહાંને પણ કેદમાં

નાંખ્યો ત્યાં તે ઈ૦ સ૦ ૧૬૫૮ માં મુઓ તેણે સાડા ૭ કરોડ રૂપીઆ ખરચી મુરાસન કરાવ્યું આગ્રામાં તાજ મહેલ ને દિલ્લીમાં જુમામસીદ બંધાવી મરતી વખત ચોવીશ ક્રોડ રૂપીઆ રોકડા અને કરોડો રૂપીઆનું જવાહીર તેના ખજાનામાં હતું અને રાજ્યમાં શાંતી ને સુખ હતું.

## ઔરંગઝેબ.

ઈ૦ સ૦ ૧૬૫૮ થી તે ઈ૦ સ૦ ૧૭૦૭ સુધી ૪૯ વર્ષ પોતાના બાપને કેદ કરી આલમગીર (જગતજીતનાર) નામ ધારણ કરી ગાદીએ બેઠો ગાદીએ બેસતાંજ તેણે પોતાના ભાઈ દારાને મારી નંખાવ્યો સુજાને હિંદુસ્તાનમાંથી નશાડયો તેથી તે નાશીને બ્રહ્મદેશમાં આરાકાનના રાજાની પાસે ગયો ત્યાં બલવો ઉઠયો તેમાં તે કબીલા સહીત માર્યો ગયો દારાનો દીકરો સુલેમાન ગ્વાલીયરના કિલ્લામાં મરણ પામ્યો એ રીતે તેણે પોતાના ભાઇ ભત્રીજાનું કાસળ કાઢી નાંખ્યું એટલામાં ઈ૦ સ૦ ૧૬૭૬ માં સતનરામી જાતના હિંદુલોકો દિલ્લી પાસેના નારનોલ ગામમાં તેની સામા થયા તેમને મહામુશીબતે કબજ કર્યા તે પરથી બાદશાહને ગુસ્સો ચડયો હિંદુઓને સરકારી નોકરીમાં નહી રાખવાનું તથા અકબરના વખતમાં માફ થયેલો જજીયા વેરો હિંદુઓ પાસેથી પાછો લેવાનો ઠરાવ કર્યો

જોધપુરનો રાજા જશવંતસિંહ કાબુલનો સુબેદાર હતો તેણે બાદશાહને કહ્યું કે તું ધર્મ વિરોધ ન કર તેથી બાદશાહે તેનું અપમાન કર્યું તે તેનાથી સહન નહીં થવાથી પોતે આપઘાત કરી મરણ પામ્યો ને તેની રાણી તથા

હેનાં બે બાળકને રજપુતોએ જોધપુર નસાડી મુકયાં રજપૂતોએ જજીયાવેરો આપવા ના કહી એટલુંજ નહીં પણ તેની સામા લડવા તૈયાર થયા ઔરંગજેબ બંગાળા દક્ષિણ અને ગુજરાતમાંથી પોતાની ફોજ એકઠી કરી પોતાના નાના શાહજાદા અકબરને સાથે લેઇને લડવા ગયો રજપૂત સરદાર દુર્ગાદાસે અકબરને છેતરી પોતાના તરફેણમાં લીધો પણ તેની ફોજને ઔરંગજેબે સમજાવીને પોતાની તરફ આણી તો પણ રજપૂતોએ મુસલમાનોને ઘણુંજ નુકશાન કીધું.

મુગલાઇ રાજ્યને તોડનાર શીવાજી નામે મરેઠી વીરપુરૂષ તેના વખતમાં ઉત્પન થયો તેણે ઔરંગજેબને બહુ રંજાડયો ઇ૦ સ૦ ૧૬૮૭ માં બાદશાહે વિજાપુર અને ગોવોળકોંડા જીતી લીધાં મરેઠાઓને જીતવાને વીશ વર્ષ શુધી મથ્યો પણ તેનું કાંઇ વળ્યું નહીં આ બધા દુખથી તથા પોતાના પુત્રો નબળા પડી રાજ્ય ખોશે એવી ચિંતાથી ઇ૦ સ૦ ૧૭૦૭ માં ૮૯ વર્ષની ઉમરે અહમદનગરમાં મરણ પામ્યો.

બુદ્ધી દ્રઢતા અને ઉદ્યોગમાં અકબરના જેવો હતો બીજી બધી વાતે તેનાથી ઉલટો હતો તેના રાજ્યની કુલ ઉપજ ૮૦ કરોડ રૂપીઆની હતી તેની પછી તેનો દીકરો માઆજીમ ગાદીએ બેઠો.

## માઆજીમ ( બહાદુરશાહ. )

ઇ૦ સ૦ ૧૭૦૭ થી તે ઇ૦ સ૦ ૧૭૧૨ સુધી ૫ વર્ષ.

ઔરંગજેબને ત્રણ કુંવર હતા માઆજીમ, આજીમ, ને કામબક્ષ માઆજીમે આજીમને આગ્રા આગળ ને કામબક્ષને હૈદ્રાબાદમાં મારી નાંખ્યા ને પોતે બાહાદુરશાહ

નામ ધારણ કરી ગાદીપર બેઠો.

એ વખતે શીખ લોકો વધારે જોરપર હતા મૂસલમાનો સાથે તે વખતે વખત લડતા હતા તેઓ શુરા હતા તેમણે લાહોર અને દીલ્લી સુધીનો બધો મૂલક ઉજડ કર્યો તેથી બાહાદુરશાહે તેમને ડુંગરોમાં નશાડી મૂકયા એટલામાં તે ઈ૦ સ૦ ૧૭૧૨ માં મરણ પામ્યો તેની પછી તેનો દિકરો જહાંદારશાહ ગાદીપર બેઠો.

## જહાંદારશાહ.

ઈ૦ સ૦ ૧૭૧૨ થી તે ઈ૦ સ૦ ૧૭૧૩ શુધી ૧ વર્ષ

બાહાદુરશાહને ચાર દિકરા હતા તેમાં જહાંદારશાહ પોતાના વજીર જુલ્ફીકરખાંની મદદથી પોતાના ભાઈ ભત્રીજાઓને મારીને ગાદીપર બેઠો તેની કતલમાંથી તેનો ભત્રીજો ફરોખશીર બચ્યો હતો તેણે બહારના સુબેદાર સૈયદ હુશેઅલ્લીને અને અલ્હાબાદના શુબેદાર સૈયદ અબદુલ્લાની મદદથી આગ્રા આગળ જહાંદારશાહ અને તેના વજીર જુલફીકરખાંને મારીને પોતે ગાદીપર બેઠો,

## ફરોકસીર.

ઈ૦ સ૦ ૧૭૧૩ થી તે ઈ૦ સ૦ ૧૭૧૯ સુધી ૬ વર્ષ

તે સૈયદ હુસેનઅલી તથા સૈયદ અબદુલ્લાની મદદથી ગાદી પર બેઠો તેણે પોતાના એક સરદારને શીખ લોકો ઉપર ચઢાઇ કરવા મોકલ્યો તે શરદારે જઇ શીખના સરદાર બંદુને પકડીને ધગધગતી શાણુશીએ તેનું માંસ તોડાવી મારી નંખાવ્યો દક્ષિણમાં મરેઠા જોરપર આવ્યા

હતા તેમને જીતવા સૈયદ હુસેન ગયો શાહુ રાજાએ તે
ની સાથે દોસ્તી કરી જે કરાર કર્યા તે ફરોખશીરે
મંજુર કર્યા નહીં અને અબદુલ્લાને પોતાના રાજ્યમાંથી
કાઢવા મનસુબો કર્યો તે વાતની જાણ થતાં તે બંને ભા
ઇઓએ દીલ્લી આગળ તેને મારી નાંખ્યો ફરોખશીરને મં
દવાડ થયો હતો તે હેમીલ્ટન નામના એક અંગ્રેજી વૈદે તે
ને મટાડ્યો હતો તે ઉપરથી તેને બંગાળામાં ૩૭ તાલુકા
ની જમીનદારી તથા માલના હાંશલની માફીની સનંદ
આપી હતી તેની પછી એક નાની ઉમરના શાહાજાદાને
ગાદીએ બેસાડી. તેનું નામ મહમદ શાહ પાડ્યું.

## મહમદશાહ*

ઈ૦ સ૦. ૧૭૧૯ થી તે ઈ૦ સ૦ ૧૭૪૮ સુધી ૨૯ વર્ષ.

એના વખતમાં એનો સરદાર નીજામુલમુલ્ક બલવો
કરી દક્ષિણમાં જતો રહ્યો તેણે હૈદ્રાબાદમાં ગાદી સ્થાપી.
તેને જીતવા સારૂ સૈયદ હુસેન દક્ષીણમાં જતો હતો તેવામાં
તેના સીપાઇઓએ તેનો ઘાત કર્યો અને અબદુલ્લાને મહમ
દશાહે દિલ્લી આગળ હરાવ્યો એ પ્રમાણે સૈયદોનું જો
ર નરમ પડ્યું.

ઈ૦ સ૦ ૧૭૩૯ માં નાદીરશાહ નામે ઇરાનનો રાજા મોટી
ફોજ લઈને હિંદુસ્તાન ઉપર ચડી આવ્યો મહમદશાહ
તેના સામા થયો તેમાં તે હાર્યો અને પોતે તાબે થવાનું
કેહેણ મોકલ્યું નાદિરશાહ દિલ્લીમાં પેઠો બીજે દિવસે
એવી ખોટી બુમ ચાલી કે નાદીરશાહ મુવો તેથી દિલ્લી
ના લોકોએ ઘણા ઇરાનીઓને કતલ કર્યા તે ખબર સાં-

જંગી નાદિરશાહે દિલ્લીના લોકોને મારી નાંખવાનો પોતાની ફોજને હુકમ કર્યો પછી અઢા દિવસ સુધી કતલ ચલાવી ત્રીસ હજાર માણસોને મારી નાંખ્યા દિલ્લીના પાદશાહનો તમામ ખજાનો અને મોરાસન લેઇ ગયો મહમદશાહ પાછો આવ્યો એટલામાં ઈ૦ સ૦ ૧૭૪૭ માં પઠાણ લોકના સરદાર અહમદદુરાની હિંદુસ્તાનની દોલતની વાત સાંભળીને ચઢી આવ્યો તેને મહમદશાહના દિકરા. અહમદશાહે હરાવીને કાઢી મુક્યો એવામાં મહમદશાહ મરણ પામ્યો અને તેની પછી તેનો દીકરો અહમદશાહ ગાદી ઉપર બેઠો

## અહમદશાહ.

ઈ૦ સ૦ ૧૭૪૮ થી તે ઈ૦ સ૦ ૧૭૫૪ સુધી ૬ વર્ષ એના વખતમાં અહમદશાહદુરાની બીજી વાર ચઢી આવ્યો તેને પંજાબ પ્રાંત આપી પાછો કાઢયો દિલ્લીના કારભારીઓમાં કુસંપ હોવાથી તેના સરદારો માંહો માંહે લડાઇ કરતા હતા તેમાંનો એક સરદાર ગાજીઉદ્દીન કરીને નિજામુલ્લ મુલ્કનો પૌત્ર હતો તેણે હોલકરને મદદે બોલાવીને બાદશાહને આંધળો કરી મારી નાંખ્યો ને તેની જગાએ પાદશાહી કુળમાંના એક જણને ગાદીએ બેસાડ્યો તેનું નામ આલમગીર બીજો એવું પાડયું

## આલમગીર.

ઈ૦ સ૦ ૧૭૫૪ થી તે ઈ૦ સ૦ ૧૭૫૯ સુધી ૫ વર્ષ ગાજીઉદ્દીન નામના સરદારે એને ગાદી અપાવી એ સરદાર અભીમાની દગાબાજ અને દુષ્ટ હતો તેને પંજાબમાં

અહમદદુરાનીએ જે સુબો મૂકયો હતો તેને કેદ કર્યો તેથી દિલ્લી ત્રીજીવાર ઇ૦ સ૦ ૧૭૫૬ માં ચઢી આવ્યો દિલ્લી-માં લુંટ ચલાવી મથુરાંનુ પવીત્ર ધામ લૂટયું અને પુજા-રીઓને મારી નાંખ્યા પછી તેની ફાજમાં રોગ ચાલવાથી ઇ૦ સ૦ ૧૭૫૭ માં તે પાછો ગયો અહમદશાહે દિલ્લીમાં એક સૂબો મૂકયો હતો તેને કાઢી મૂકયો અને મરેઠાઓએ પંજાબમાંથી દુરાનીને કાઢી મૂકી પંજાબ પ્રાંત કબ-જે કર્યો તેથી ચોથીવાર અહમદશાહઅબદલ્લી ઇ૦ સ૦ ૧૭૫૯ માં આવ્યો એ વેળા ગાજીઉદીને આલમગીરને મારી નાંખ્યો અને તેની જગાએ શાહઆલમને ગાદીએ બેસાડયો.

## શાહઆલમ.

ઇ૦ સ૦ ૧૭૫૯ થી તે ઇ૦ સ૦ ૧૮૦૬ સુધી ૪૭ વર્ષ એના વખતમાં મરેઠાનું જોર વધી પડયું તેણે દિલ્લી લેઇ લીધું અને મસીદો તથા કબરો તોડી નાંખી મરેઠાનો સરદાર સદાશીવ ભાઉ હતો તે અભીમાની અને મૂર્ખ હતો તેના ઉપર અબદલ્લી ઇ૦ સ૦ ૧૭૬૧ માં પાંચમી વખત ચઢી આવ્યો પછી પાનીપતના મેદાનમાં યુદ્ધ થયુ તેમાં મરેઠા સરદાર વિશ્વાસરાવ રણમાં પડયો અને મરે-ઠાનાં ઘણાં માણસ માર્યાં ગયાં અને અહમદશાહ અબદલ્લી પણ પાછો પોતાના દેશ ગયો તે પાછો ફરીને આવ્યોજ નહીં શાહઆલમ પછી અકબર અને મહમદ બહાદુરશા-હ નામના પાદશાહ થયા તેમાં મહમદ બાહાદુરશાહ ઇ૦ સ૦ ૧૮૫૭ ના બલવામાં અંગ્રેજો સામો થયો હતો તેને પકડીને રંગુનમાં કેદ કર્યો ને ત્યાં ઇ૦ સ૦ ૧૮૬૨ માં મું

રણુ પામ્યો એ રીતે મુગલ વંશનો અંત આવ્યો.
મુગલ અને ઇરાની લોકો પહેલાં હિંદુસ્તાન ઉપર હુમલો કરવા આવતા હતા તે બંધ પડી ગયા અને તેને બદલે દક્ષિણ હિંદુસ્તાનના બંદરોમાંથી મહા સમુદ્રને રસ્તે થઇને અંગ્રેજ લોક આવવા લાગ્યા જે રાજ્યથી હાલ આપણે સુખમાં દીન નીર્ગમન કરીએ છીએ.

---

## મરાઠા રાજ્યની ઉત્પતિ*

અલ્લાઉદીન ખુનીએ માહારાષ્ટ્ર જીત્યો ત્યારથી તે દેશ મુસલમાની રાજ્યના સંબંધમાં આવ્યો અને જ્યારે ત્યાં મરેઠી રાજ્ય થયુ ત્યારે મુલકી કારભારમાં બ્રાહ્મણોને દાખલ કર્યા તેમાં એકનું નામ ભોંસલે હતું તેનું ધામ દોલતાબાદની પાસે ! વેલોરકેઈલોરા હતું અહીનો દેશ મુખમાલોજી નામે હતો અહમદ નગરના દરબારમાં જાદવ વંશનો જાદવરાય સરદાર હતો તેના આશ્રયથી માલોજી નાયક થયો જાદવરાયની દીકરી જીજીબાઇ વેરે માલોજીના દીકરા શાહાજીનાં લગ્ન થયા અને તે લગ્નથી ઇ૦ સ૦ ૧૬૨૭ માં શીવાજીનો જન્મ થયો અહમદનગર તુટયા પછી શાહાજીએ વીજાપુરની નોકરી બજાવી આ વખતે તેને બે જહાંગીરો હતી તેમાં એક સાતારાની દક્ષિણે હતી તેમાં ૨૨ ગામ હતાં બાજી તંજાવરમાં હતી.

### શીવાજી.

ઇ૦ સ૦ ૧૬૬૪ થી તે ઇ૦ સ૦ ૧૬૮૦ સુધી ૧૬ વર્ષ.
તે સતારાની દક્ષિણે પહેલી જાગીરમાં પેતાની મા પા-

સે રહેતો દાદાજી કોંડદેવ નામે બ્રાહ્મણને તેનું રક્ષણ કરવા સારૂ રાખ્યો હતો શીવાજીયે હિંદુ રાજ્ય સ્થાપવા વિચાર કર્યો વિજાપુરના તાબાના કીલ્લા જીતી લેવા લાગ્યો વિજાપુરના બાદશાહે તેના બાપ શાહજીને કેદ કર્યો શીવાજીએ શાહજહાંની મદદ લેઇને પોતાના બાપને છોડાવ્યો ઇ૦ સ૦ ૧૬૫૬માં વિજાપુરના રાજાએ અફ્જલખાંન નામના સરદારને મોકલી શીવાજીને મારવાનો પ્રપંચ કર્યો શીવાજી દગો કરી ઉલટો પ્રતાપગઢના ડુંગરી કિલ્લામાં અફ્જલખાંનને ઇ૦ સ૦ ૧૬૫૯માં મારી નાંખ્યો પછી તેણે વિજાપુરજોડે સલ્લાહ કરી ઔરંગજેબના મામા શાહીસતખાંનને પુનામાં કતલ કર્યો ઇ૦ સ૦ ૧૬૬૨ પછી ઈ૦ સ૦ ૧૬૬૩ માં તેણે સુરત લૂટયું ઈ૦ સ૦ ૧૬૬૪માં તેનો બાપ મરણ પામવાથી તે ગાદી ઉપર બેઠો.

ઔરંગજેબે તેને પકડવા શારૂ જયપુરના રાજા જયશીંહ-તથા દીલીરખાંનને મોકલ્યા શીવાજી તેને સ્વાધીન થયો ને ઉલટો વીજાપુરને ગોવળકોંડા જીતવામાં મદદ કરી તેથી ઔરંગજેબે તેને માન પત્ર મોકલી દીલ્હી પધારવા ફરમાવ્યું ઇ૦ સ૦ ૧૬૬૬ માં શીવાજી પોતાના વડા કુંવર સંભાજીને લેઇને દીલ્લી ગયો ઔરંગજેબે તેને કેદમાં નાખ્યો ત્યાંથી નાસી પોતે દક્ષિણમાં આવ્યો ઇ૦ સ૦ ૧૬૭ માં તેણે પાછું શુરત લૂટયુ ઇ૦ સ૦ ૧૬૭૪ માં તેણે ફરી રાજ્યાભીષેક કરાવીને પોતાની તૂળા સોનાથી કરી અને ભારે શરપાવ વહેંચ્યો તથા દાન કર્યું ત્યાર પછી તંજાવર જઇ રાજ્યની પેદાશનો અર્ધો ભાગ લીધો પછી તે ઇ૦ સ૦ ૧૬૮૦ માં તે મરણ પામ્યો તેની પછી તેનો

પુત્ર સંભાજી ગાદી પર બેઠો.

## શંભાજી.

ઈ૦ સ૦ ૧૬૮૦ થી તે ઈ૦ સ૦ ૧૬૮૯ સુધી ૯ વર્ષ એ ઘણોજ વ્યશની હતો કલુસા નામે કનોજીયા બ્રાહ્મણ સાથે તેને દોસ્તી થઈ હતી એક દીવસ બંને જણા નિસો કરી પોતાની વાડીમાં બેસુદ્ધ બનેલા તેવામાં તેને ઔરંગઝેબના એક અમલદારે તેને પકડી લીધા પછી ઔરંગઝેબે તેને કહ્યું કે તું મુસલમાન થાય તો તું બચે શંભાજીએ તેનું અપમાન કર્યું તે તેનાથી નહીં સહન થવાથી તેની આંખોપર ડામ દેવરાવી તથા જીભ કાપી નાંખી તેનું તથા તેના વાલા કલુશાનું માથું કાપી નાંખ્યું અને તેની વીવવા રાણીને તથા તેના કુંવર સાહુને પકડી દીલ્લી લેઇ ગયા ઈ૦ સ૦ ૧૬૮૯ માં મરણ પામ્યો. એની પછી તેનો દીકરો રાજારામ ગાદીએ બેઠો.

## રાજારામ*

ઈ૦ સ૦ ૧૬૮૯ થી તે ઈ૦ સ૦ ૧૭૦૦ સુધી ૧૧ વર્ષ એના ભાઇ શાહુરાજાને જયારે ઔરંગઝેબ પકડી લેઇ ગયો ત્યારે રાજારામ જીંજીના ડુંગરી કીલ્લામાં ભરાઈ પેઠો સંતાજી ગોંડપદે અને દાનાજી જાદવ નામના બે મરેઠ સરદાર હતા તેમણે મુસલમાનોને તોબા પોકરાવી ઔરંગઝેબે તેમને નરમ પાડવાનો નિશ્ચય કર્યો જીંજીના કિલ્લામાં રાજારામ સંતાઇ પેઠો હતો તે ઉપર ઘેરો ઘાલવા ઔરંગઝેબે પોતાના દિકરા કામબખ્શને મોકલ્યો પણ સંતોજી અને દાનાજી એ બંને જણ રાજારામની મદદે જઇ

પ્રહોંચ્યા અને મુસલમાનોને હરાવ્યા કેટલાકને કતલ કર્યા તેથી ડીમબખ્સે તેની શાથે શલ્લાહ કરી એ ખબર શાંભળી ઔરંગજેબ ચઢગો ને તેના સરદાર જુલફીકરે જીંજીનો કીલ્લો તાબે કર્યો રાજારામ નાશી ગયો શાતારા વગેરે ઘણુા શેહેર તેણે લીધાં એટલામાં ચોમાસાની મોસમ બેસવા થી તેના શીપાઈઓ હેરાન થઈ હીમત હારી ગયા ને મ રેઠાઓએ મોગલોના લેઇ લીધેલા કીલ્લા કબજ કર્યા રાજા રામ ઈ૦ સ૦ ૧૭૦૦ માં મરણ પામ્યો.

## શીવાજીબીજો*

ઈ૦ સ૦ ૧૭૦૦ થી તે ઇ૦ સ૦ ૧૭૦૮ સુધી ૮ વર્ષ તે નાનો હોવાથી રાજ્ય કારભાર તેની મા તારાબાઇ ચલાવતી હતી ઔરંગજેબના મુવા પછી તેના દિકરા અમજીમ શાહુ રાજાને છોડી મૂકયો તેથી તે શીવાજી પાસે પોતાનું રાજ્ય મેળવવા આવ્યો અને ઈ૦ સ૦ ૧૭૦૮ માં બાલાજી વિશ્વ નાથની મદદથી સાતારાની ગાદી પર બેઠો ને શીવાજી બીજો તથા તેની મા તારા બાઇ કોલ્હાપુરમાં રાજ્ય કરવા લાગ્યા એ રીતે મરેઠી રાજ્યની સાતારા અને કોલ્હાપુર એવી બે શાખા પાડી

## શાહુ.

ઈ૦ સ૦ ૧૭૦૮ થી તે ઇ૦ સ૦ ૧૭૪૮ શુધી ૪૦ વર્ષ બાલાજી વિશ્વનાથની મદદથી તેને ગાદી મળી માટે બાલાજીને તેણે ઇ૦ સ૦ ૧૭૧૪ માં પેશવાઇ મળી બાલાજી ઘણો ડાહયો હતો પ્રથમ તે તલાટું કરતો પણ પોતાની બુદ્ધિ તથા ઉદ્યોગ વડે આ મોટી પદવી પામ્યો હતો સૈયદ હુસન

સાથે થયેલી સલ્લાહ તેણે દિલ્લીના મહમદશાહ પાદશાહ સાથે મંજુર કરાવી બાલાજી ઈ૦ સ૦ ૧૭૨૦ માં મરણ પામ્યો તેની જગા તેના દિકરા બાજીરાવને આપી તેણે માળવા તથા ગુજરાત ઉપર ચઢાઇ કરી ત્યાંના હાકમો પાસેથી ચોથ લીધી દામાજી ગાયકવાડ નામે તેનો ઉપ શેનાપતી હતો ને ખંડેરાવ દાભાડે નામનો એક સરદાર હતો ખંડેરાવ ગુજરાતમાં રહેતો અશોફજહાંએ હૈદ્રાબાદમાં પોતાનો અમલ બેસાડી ખંડેરાવ સાથે દોસ્તી કરી તેથી બાજીરાવે ખંડેરાવને મારી તેની જગા તેના છોકરા ત્રાંબકરાવને આપીને દામાજીના ભાઇ જંકોજીના પુત્ર પીલાજી ગાયકવાડને તેનો રક્ષક ઠરાવ્યો મલ્હારાવ હોલકરને રાણોજી સિંધીઆ પણ તેના પક્ષમાં હતા તેણે માળવા જીતી લીધું.

ઈ૦ સ૦ ૧૭૩૦ માં ગુજરાતના બાદશાહી સૂબાએ ચોથ ન આપતાં પીલાજી ગાયકવાડને મારી નાંખ્યો તેથી બાજીરાવે તે સૂબાને કાઢી મૂકી જમના નદી ઉપરનું ઝાંસી શેહેર લેઇ લીધું માળવા અને ચંબલ નદીના દક્ષિણના દેશ પર મરેઠાનો દાવો કબુલ કરાવવા બાજીરાવ દિલ્લી ગયો દિલ્લી બાદશાહ અને અશોફજહાં મળી ગયા અશોફજહાં અને બાજીરાવની ભોપાળ આગળ લડાઈ થઇ તેમાં બાજીરાવે અશોફજહાંને હરાવ્યો નર્મદાથી ચમ્બલ નદી સુધીનો તમામ મૂલક મરેઠાઓને આપવાનું કબુલ કરાવ્યું ને બાદશાહ પાસે પણ પોતાનો પસંદ પડતા કરાર કરાવી લીધા ફીરંગી પાસેથી વસાઇ અને સાષ્ટી જીતી લીધાં વાહાણ લુંટનારા ચાંચીયા લોકો સાથે તેણે લડાઇ કરી પણ તેઓ જીતાયા નહીં ઈ૦ સ૦ ૧૭૪૦ માં તે મરણ પામ્યો તેને ત્રણ દિકરા હતા

૧ બાલાજી ૨ રાઘોબા ને ૩ સમસેર બાહાદુર બાજીરાવની જગો બાલાજીને મળી રાઘોજીભોંસલાને દામાજી ગાયકવાડ એ બે બાલાજીના સત્રુ હતા રાઘોજીએ બંગાળા ઉપર હુમલો કર્યો મહમદશાહે બાલાજીની મદદ માગી તે પરથી તેણે રાઘોજીને બંગાળેથી કાઢી મૂકયો એટલામાં ઈ૦ સ૦ ૧૭૪૯ માં શાહુરાજા મરણ પામ્યો તેની પછી રાજા રામના દીકરાનો દીકરો રામરાજા ગાદી પર બેઠો.

## રામરાજા.

ઈ૦ સ૦ ૧૭૪૮ થી તે ઈ૦ સ૦ ૧૭૭૭ સુધી ૨૯ વર્ષ એના વખતમાં પેશ્વાની સત્તા તોડવાનો મરેઠાઓએ પ્રયત્ન કર્યો પણ બાલાજી પેશ્વાએ શાહુરાજાના વખતનો લેખ બતાવ્યો કે શીવાજીનો વંશ ગાદી પર બેશે ને પેશ્વા કારભાર કરે તારા બાઈએ રામરાજાને કેદ કરાવ્યો પણ બાલાજીએ છોડાવ્યો તારાબાઇ આસોફજાના પુત્ર અલાબત જંગને મળી જઈ અલાબતજંગ બાલાજી સાગે લડવા આવ્યો પણ તેની ફોજમાં બલવો ઉઠવાથી તે ચાલ્યો ગયો એટલામાં રામ રાજા મરણ પામ્યો એણે શાહુ નામે કુંવરને દતક કરી ગાદીનો વારસ કર્યો એનો અમલ ઈ૦ સ૦ ૧૮૧૮ શુધી ચાલ્યો તેને અંગ્રેજે હરાવી તેના દીકરા પ્રતાપસિંહને ગાદી આપી પણ ઈ૦ સ૦ ૧૮૩૯ માં તેના ઉપર ફીતુરનું વહેમ આવવાથી તેના ભાઇ આપાશાહેબને ગાદી આપી તે ઈ૦ સ૦ ૧૮૪૮ માં મરણ પામ્યો ત્યાર પછી તે રાજ અંગ્રેજે ખાલશા કર્યું તેના દતક પુત્ર રાજારામ ભોંસલેને ૫૦ હજાર રૂપીઆનું પેનસન બાંધી આપ્યુ એ પ્રમાણે શીવાજીની પહેલી શાખા નાશ પામી અ

ને બીજી શાખા કોલ્હાપુરમાં અંગ્રેજ સરકારના આશ્રય નીચે રાજ્ય કરેછે.

## બાલાજીબીજો*

ઈ૦ સ૦ ૧૭૪૦ થી તે ઈ૦ સ૦ ૧૭૬૧ સુધી ૨૧ વર્ષ એના રાજ્યમાં ઈ૦ સ૦ ૧૭૫૮ માં બાલાજી પેશ્વાના ભાઈ રાઘોબાએ પંજાબ ઉપર સ્વારી કરી ને એ પ્રાંત પોતાના કબજામાં લીધો અને દુરાની લોકોને કાઢી મૂકયા હિંદુસ્તાન ઉપર ચઢી આવ્યો મરેઠા સરદાર શદાશીવભાઉ હતો તે ઘણો અભીમાનીને મૂર્ખ હતો પેશ્વાનો પુત્ર વીશ્વાસરાવ ભરતપૂરનો જાટરાજા સુરજમલ અને ગોવીંદરાવ તેની મદદમાં હતા મરેઠા અને અહમદદુરાની વચ્ચે પાનીપત આગળ લડાઇ થઈ સદાશીવભાઉ પાસે ૭૦ હજાર સ્વાર-૧૫ હજાર પાયદળ અને ૨૦૦ તોપો તથા બીજા કેટલાક પરચુરણ માણસ મળી ત્રણ લાખ માણસ હતા અહમદ દુરાનીની ફોજમાં પઠાણ અને ઈરાની મળી ૪૦ હજાર માણસ ૩૮ હજાર દેશી પાયદળ ને ૧૩ હજાર ઘોડેશ્વાર અને ૩૦ તોપો હતી પછી લડાઇ થઇ અહમદશાહની એક ટુકડીએ ગોવીંદરાવતથા તેના સ્વારોને મારી-નાંખ્યા તેથી ભાઉ શાહેબને સલાહ કરવાની મરજી થઈ પણ તેના સરદારોએ સલ્લાહ થવા દીધી નહીં મરેઠાઓ હરહરહર માહાદેવ કરી અફગાનો ઉપર તુટી પડયા તેમાં વીશ્વાશરાવ ભાઉ મરાયો અને મરેઠાના ૨ લાખ માણસ મરાયાં એ હારથી બાલાજી પેશ્વા ઘણો ખેદ પામી ઈ૦-સ૦ ૧૭૬૧ માં મરણ પામ્યો.

## ગીઝની વંશ.

ઈ૦ સ૦ ૯૬૨ થી તે ઈ૦ સ૦ ૧૧૮૬ સુધી ૨૨૪ વર્ષ.

| રાજાનુંનામ. | | ક્યારેગાદીએબેઠા. | ક્યારેઉઠયો. | કેટલાંવર્ષરાજ્ય કર્યું |
|---|---|---|---|---|
| અલપગીન | ઈ૦ સ૦ | ૯૬૨ | ૯૭૭ | ૧૫ |
| સબક્તગીન | ,, | ૯૭૭ | ૯૯૭ | ૨૦ |
| મહુમદ | ,, | ૯૯૭ | ૧૦૩૦ | ૩૩ |
| મહમદ બીજો | ,, | ૧૦૩૦ | ૧૦૩ | ૫ માસ |
| મસાઉદ | ,, | ૧૦૩૦ | ૧૦૪૦ | ૧૦ |
| મોદુદ | ,, | ૧૦૪૦ | ૧૦૪૯ | ૯ |
| આબુલહસન | ,, | ૧૦૪૯ | ૧૦૫૧ | ૨ |
| અબદુલરશીદ | ,, | ૧૦૫૧ | ૧૦૫૧ | ૭ માસ |
| ફારેખજાદ | ,, | ૧૦૫૧ | ૧૦૫૮ | ૭ |
| ઈબ્રાહીમ | ,, | ૧૦૫૮ | ૧૦૮૯ | ૩૧ |
| મસાઉદ બીજો | ,, | ૧૦૮૯ | ૧૧૧૪ | ૨૫ |
| અર્સલાન | ,, | ૧૧૧૪ | ૧૧૧૮ | ૪ |
| બેહેરામ | ,, | ૧૧૧૮ | ૧૧૫૨ | ૩૪ |
| ખુશરૂ | ,, | ૧૧૫૨ | ૧૧૫૯ | ૭ |
| ખુશરૂમલેક | ,, | ૧૧૫૯ | ૧૧૮૬ | ૨૭ |

## ગોરી વંશ*

ઈ૦ સ૦ ૧૧૮૬ થી ઈ૦ સ૦ ૧૨૦૬ સુધી ૨૦ વર્ષ.

| | | | | |
|---|---|---|---|---|
| અલાઉદ્દીન | ઈ૦ સ૦ | ૧૧૮૬ | ૧૧૯૦ | ૪ |
| સૈફુદ્દીન | ,, | ૧૧૯૦ | ૧૧૯૧ | ૧ |

| | | | | |
|---|---|---|---|---|
| ગ્યાસુદીન | „ | ૧૧૯૧- | ૧૨૦૨· | ૧૧ |
| શાહબુદીન | „ | ૧૨૦૨- | ૧૨૦૬· | ૪ |

## ગુલામ વંશ.

ઈ૰ સ૰ ૧૨ ૬ થી ઈ૰ સ૰ ૧૨૮૮ સુધી ૮૨ વર્ષ.

| | | | | |
|---|---|---|---|---|
| કુતબુદીન | ઈ૰ સ૰ | ૧૨૦૬· | ૧૨૧૦- | ૪ |
| આરામ | | ૧૨૧૦ | ૧૨૧૧ | ૧ |
| અલ્તમસ | „ | ૧૨૧૧ | ૧૨૩૬ | ૨૫ |
| રૂકનુદીન | „ | ૧૨૩૬- | ૧૨૩૬- | ૭ માસ |
| રજીઆબેગમ | „ | ૧૨૩૬- | ૧૨૩૯- | ૩ |
| મૌજુદીન | „ | ૧૨૩૯- | ૧૨૪૧- | ૨ |
| અલાઉદીન મસાઉદ | | ૧૨૪૧- | ૧૨૪૬- | ૫ |
| નાશરૂદીન | „ | ૧૨૪૬- | ૧૨૬૬- | ૨૦ |
| ગ્યાસુદીનબુલબન,, | | ૧૨૬૬- | ૧૨૮૬- | ૨૦ |
| કૈકુબાદ | „ | ૧૨૮૬- | ૧૨૮૮- | ૨ |

## ખિલજી વંશ

ઈ૰ સ૰ ૧૨૮૮ થી ઈ૰ સ૰ ૧૩૨૧ સુધી ૩૩ વર્ષ.

| | | | | |
|---|---|---|---|---|
| જલાલુદીન | ઈ૰ સ૰ | ૧૨૮૮- | ૧૨૯૫- | ૭ |
| અલાઉદીન | „ | ૧૨૯૫- | ૧૩૧૬- | ૨૧ |
| કાફુર | „ | ૧૩૧૬- | ૧૩૧૭- | ૧ |
| મુબારક | „ | ૧૩૧૭- | ૧૩૨૧- | ૪ |
| ખુશરૂ | „ | ૧૩૨૧- | ૧૩૨૧- | ૫ માશ |

## તઘલખ વંશ

ઈ૰ સ૰ ૧૩૨૧ થી ઈ૰ સ૰ ૧૪૧૨ ૯૧ વર્ષ

| | | | | |
|---|---|---|---|---|
| ગ્યાશુદ્દીન | ઈ૦ સ૦ | ૧૩૧૧- | ૧૩૨૫- | [illegible] |
| મહમુદ | ,, | ૧૩૨૫- | ૧૩૫૧- | ૨૬ |
| ફીરોઝશુદ્દીન | ,, | ૧૩૫૧- | ૧૩૮૮- | ૩૭ |
| નાશરુદીન | ,, | ૧૩૮૮- | ૧૩૮૮- | ૯ માસ |
| ગ્યાસુદીન | ,, | ૧૩૮૮ | ૧૩૮૯- | ૧ |
| અબુબક્કર | ,, | ૧૩૮૯ | ૧૩૯૦- | ૧ |
| નાસરુદીન | ,, | ૧૩૯૦ | ૧૩૯૪- | ૪ |
| મહમદ | ,, | ૧૩૯૪ | ૧૪૧૨= | ૧૮ |
| દોલતખાં | ,, | ૧૪૧૨ | ૧૪૧૪- | ૨ |

## સૈયદવંશ

ઈ૦ સ૦ ૧૪૧૪ થી ઈ૦ સ૦ ૧૪૫૦- ૩૬ વર્ષ.

| | | | | |
|---|---|---|---|---|
| ખીજરખાંન | ઈ૦ સ૦ | ૧૪૧૪ | ૧૪૨૧- | ૭ |
| મુબારક | ,, | ૧૪૨૧- | ૧૪૩૫- | ૧૪ |
| મહમદ | ,, | ૧૪૩૫- | ૧૪૪૫- | ૧૦ |
| અલાઉદીન | ,, | ૧૪૪૫- | ૧૪૫૦= | ૫ |

## લોદીવંશ

ઈ૦ સ૦ ૧૪૫૦થી ઈ૦ સ૦ ૧૫૨૬- ૭૬ વર્ષ

| | | | | |
|---|---|---|---|---|
| બહીલોલખાંન | ઈ૦ સ૦ | ૧૪૫૦- | ૧૪૮૮- | ૩૮ |
| સિકંદર | ,, | ૧૪૮૮- | ૧૫૧૭- | ૨૯ |
| ઇબ્રાહીમ | ,, | ૧૫૧૭- | ૧૫૨૬- | ૯ |

## મોગલવંશ

ઈ૦ સ૦ ૧૫૨૬ થી ૧૮૫૭ ૩૩૧ વર્ષ

| | | | | |
|---|---|---|---|---|
| બાબર | ઈ૦ સ૦ | ૧૫૨૬ | ૧૫૩૦- | ૪ |

| | | | |
|---|---|---|---|
| હુમાયુ | ૧૫૩૦ | ૧૫૫૬ | ૨૬ |
| અકબર | ૧૫૫૬ | ૧૬૦૫ | ૪૯ |
| જહાંગીર | ૧૬૦૫ | ૧૬૨૭ | ૨૨ |
| શાહજહાં | ૧૬૨૭ | ૧૬૫૮ | ૩૧ |
| ઔરંગઝેબ | ૧૬૫૮ | ૧૭૦૭ | ૪૯ |
| બાહાદુરશાહ | ૧૭૦૭ | ૧૭૧૨ | ૫ |
| જહાંદારશાહ | ૧૭૧૨ | ૧૭૧૩ | ૧ |
| ફરોખશીર | ૧૭૧૩ | ૧૭૧૯ | ૬ |
| મહમદશાહ | ૧૭૧૯ | ૧૭૪૮ | ૨૯ |
| અહમદશાહ | ૧૭૪૮ | ૧૭૫૪ | ૬ |
| આલમગીર | ૧૭૫૪ | ૧૭૫૯ | ૫ |
| શાહાઆલમ | ૧૭૫૯ | ૧૮૦૬ | ૪૭ |
| અકબર બીજો | ૧૮૦૬ | ૧૮૩૭ | ૩૧ |
| મહમદબાહાદુરશાહ | ૧૮૩૭ | ૧૮૫૭ | ૨૦ |

## સુરવંશ.

ઈ૦ સ૦ ૧૫૪૦ થી ૧૫૫૬– ૧૬ વર્ષ

| | | | |
|---|---|---|---|
| શેરખાં (શિરશા) | ૧૫૪૦ | ૧૫૪૫ | ૫ |
| સિલીમશાહ | ૧૫૪૫ | ૧૫૫૩ | ૮ |
| આદિલશાહ | ૧૫૫૩ | ૧૫૫૬ | ૩ |

## મરેઠાવંશ.

ઈ૦ સ૦ ૧૬૬૪ થી ૧૮૪૮ ૧૮૪ વર્ષ

| | | | |
|---|---|---|---|
| શિવાજી | ૧૬૬૪ | ૧૬૮૦ | ૧૬ |
| સંભાજી | ૧૬૮૦ | ૧૬૮૯ | ૯ |

| | | | |
|---|---|---|---|
| રાજારામ | ૧૬૮૯ | ૧૭૦૦ | ૧૧ |
| શિવાજી (બીજો) | ૧૭૦૦ | ૧૭૦૮ | ૮ |
| શાહુ | ૧૭૦૮ | ૧૭૪૮ | ૪૦ |
| રામરાજા | ૧૭૪૮ | ૧૭૭૭ | ૨૯ |
| શાહુ (બીજો | ૧૭૭૭ | ૧૮૧૮ | ૪૧ |
| બાળાસાહેબ | ૧૮૧૮ | ૧૮૪૦ | ૨૨ |
| આપાસાહેબ | ૧૮૪૦ | ૧૮૪૮ | ૮ |

## પેશ્વા

ઈ૦ સ૦ ૧૭૧૪= થી ૧૮૧૮- ૧૦૪

| | | | |
|---|---|---|---|
| બાળાજીવિશ્વનાથ | ૧૭૧૪ | ૧૭૨૦ | ૬ |
| બાજીરાવ ૧ લો | ૧૭૨૦ | ૧૭૪૦ | ૨૦ |
| બાળાજીબીજો | ૧૭૪૦ | ૧૭૬૧ | ૨૧ |
| માધવરાવ | ૧૭૬૧ | ૧૭૭૨ | ૧૧ |
| નારાયણરાવ | ૧૭૭૨ | ૧૭૭૩ | ૧ |
| સવાઇ માધવરાવ | ૧૭૭૪ | ૧૭૯૫ | ૨૧ |
| બાજીરાવ બીજો | ૧૭૯૫ | ૧૮૧૮ | ૨૩. |

